# શ્રી 'દર્શક'નાં અન્ય પુસ્તકો



| ક્રમ | પુસ્તક | પ્રકાર | કિંમત |
|---|---|---|---|
| ૧ | દીપ નિર્વાણ | (નવલકથા) | ૩-૦ |
| ૨ | ઝેર તો પીધાં છે જાણી જાણી | „ | ૪-૦ |
| ૩ | બંધન અને મુક્તિ | „ | ૪-૨૫ |
| ૪ | પ્રેમ અને પૂજા | „ | (છપાશે) |
| ૫ | આપણો વારસો અને વૈભવ | (ઇતિહાસ) | ૨-૭૫ |
| ૬ | ઇતિહાસ કથાઓ—રોમ | | ૨-૦ |
| ૭ | „ „ ગ્રીસ | | ૨-૫૦ |
| ૮ | બે વિચારધારા | (ગાંધીવાદ-સમાજવાદ) | ૩-૨૫ |
| ૯ | ત્રિવેણી તીર્થ | (ચરિત્રકથા) | ૨-૫૦ |
| ૧૦ | માનવકુળકથા | | ૧-૭૫ |
| ૧૧ | મંગલકથાઓ | (જાતકકથાઓ) | ૦-૭૫ |
| ૧૨ | ભગવાન બુદ્ધ અને તેમનો ધર્મસંદેશ | | ૦-૬૨ |
| ૧૩ | ધર્મચક્ર પ્રવર્તન | | ૧-૦ |
| ૧૪ | મધુ (મૌલિક વાર્તાસંગ્રહ) | | (છપાશે) |

આ સિવાય અમારાં પ્રકાશન મંદિરમાંથી પ્રગટ થયેલ તેમજ અન્ય પ્રકાશકોનાં વસાવવા યોગ્ય ગુજરાતી તેમજ હિન્દી પ્રકાશનો મળશે

વિસ્તૃત સૂચિપત્ર મંગાવો

## સંસ્કાર સાહિત્ય મંદિર

પો. બો. નં. ૩૪ ભાવનગર

# અનુક્રમ



## ખંડ પહેલો



## ખંડ બીજો

# બે બોલ

નાનાભાઈની છાયામાં રહી નઈ તાલીમ વિશે જે સમજણ કેળવી તે અંગે પ્રસંગોપાત લખેલા લેખો કે આપેલા વ્યાખ્યાનોનો આ સંગ્રહ છે

એમાં નઈ તાલીમની સર્વાંગી ને સળંગસૂત્ર ચર્ચા નથી, પણ આવી મિમાંસાની રુચિ જગાડવાની આમાં સામગ્રી છે તેમ માનીને પુસ્તક છપાય છે

નઈ તાલીમમાં કામ કરનાર ને રસ ધરાવનારને એક વાત આમાં કદાચ આવકાર આપનારી લાગશે, ને તે વિદ્યાર્થીઓના શ્રમમાંથી શાળા સ્વાવલંબન અંગેના આમાં મૂકાયેલા વિચારો

દરેક વિચાર અનુભવની કસોટીએ ચડતાં થોડો વધો સ્વરૂપ-પલટો કરે છે જગતના બધા મહત્વના વિચારોનું આવું બન્યું છે ને બન્યા કરશે

નઈ તાલીમના ક્ષેત્રમાં યથાશક્તિ આટલાં વર્ષો કામ કર્યા પછી જે પ્રામાણિક અનુભવ થયો તે પરથી આમ લખ્યું છે

શાળાના શિક્ષકોનો ખર્ચ વિદ્યાર્થીના પરિશ્રમમાંથી નીકળે તે આજે નથી શક્ય કે નથી તે આ તાલીમનો અનિવાર્ય ભાગ કારણ કે બાળકના શ્રમનું કેટલું મૂલ્ય થશે તેનો આધાર નથી તેના પર કે નથી શિક્ષક પર–તેનો આધાર માનવું બજાર–મૂલ્ય શું રહેશે તેના પર છે એટલે તે વસ્તુને હકીકતે ગૌણ ગણી [illegible] શાળાના ઉદ્યોગોને આટલી કસોટીએ ચડાવાય તે જરૂરી છે

(અ) ઉદ્યોગ આભૂષણરૂપ કે થોડા વખત માટે ન હોવો જોઈએ

(બ) ઉદ્યોગ બાળકની કક્ષાના સમૃદ્ધ જીવનમાંથી ઊઠતો હોવો જોઈએ

(ક) ઉદ્યોગ વેઠની જેમ નહીં પણ વૈજ્ઞાનિક રીતે કરાવાય–એટલે કે બાળકની કક્ષાને લક્ષમાં રાખી તેમાં બગાડનું પ્રમાણ કમમાં કમ હોય–કાર્ય ક્ષમતા વધુમાં વધુ હોય

(ડ) આ ઉદ્યોગ સ્વેચ્છાપૂર્વક થતો હોય

( ૪ ) આ ઉદ્યોગ કે સર્જન પ્રવૃત્તિનો અનુબંધ બાળક સમજે તેવો ને તેટલો થતો રહેવો જોઇએ

જો આટલી શરતો પાળતાં એ ઉદ્યોગની રૂપિયા આના પાઇમાં આવક શિક્ષકોના વેતન ખર્ચ જેટલી થતી હોય તો ગણી થવા જેવું છે. પણ ન થાય તો તેથી નઇ તાલીમના કોઇ મૂળભૂત સિદ્ધાંતનો તેમાં ભંગ થતો નથી તે વાત સ્પષ્ટ કરવાની અત્યંત જરૂર છે. કારણ કે પેદા કરેલ વસ્તુનું રૂપિયા આના પાઇમાં થનાર મૂલ્ય માટે અર્થ-રચના અને રાજ્યનાણાંશાસ્ત્ર જવાબદાર છે, શિક્ષણશાસ્ત્ર નહીં.

જો કે અનુભવે, બાળકે કરેલ ઉત્પન્ન, બાળક કે તેનો સમૂહ પોતાના ઉપયોગ માટે વાપરે તે હવે સ્વીકૃત થતું જાય છે, તે નઇ તાલીમ 'નઇ' રહેતી આવી છે તેનો પુરાવો છે.

પુસ્તકનું નામ "નઇ તાલીમ અને નવવિધાન" રાખેલ છે ને નવવિધાનની દૃષ્ટિએ કેટલાક લેખો આમાં સંઘરાયા છે.

સમજુ વાચક તે જોઇ શકશે કે નઇ તાલીમને હાલના સમાજને પલટવા સાથે નિકટનો સબંધ છે. જો નઇ તાલીમ આથી અલગ રીતે ચાલે તે સાચા અર્થમાં નઇ તાલીમ રહે નહીં. વાંચનારને મારી વિનંતી છે કે બન્ને ભાગોને એક બીજાની પૂર્તિરૂપ માનીને જોશે તો સમજાશે કે નઇ તાલીમના તત્ત્વજ્ઞાનને લક્ષમાં રાખીને આમાં નવવિધાનના વિચારો થયા છે તેવી જ રીતે નઇ તાલીમનો વહેવાર અને ગોઠવણી વખતે નવવિધાનને નજર સામે રાખેલ છે–ગ્રામોદ્યોગો, સહકારી પ્રવૃત્તિ, વિજળીનો ઉપયોગ, વિકેન્દ્રી કરણ–વગેરે અંગેના વિચારોને આ દૃષ્ટિએ મૂલવવાની વિનંતી છે.

શિક્ષણ તેમજ સામાજિક રચનામાં ફેરફાર ઇચ્છનાર ભાઇ બહેનો આ વિશે સૂચનો કરશે તો તેમનો આભારી થઇશ.

| | |
|---|---|
| લોકભારતી<br>સણોસરા<br>૧૫–૮–૫૭ સ્વાતંત્ર્ય દિન | - મનુભાઇ પંચોળી |

## (૧)

# નઈ તાલીમ

પૂ. પંડિતજી, ભાઇઓ તથા બ્હેનો !

નઇ તાલીમ વિષે મારું કહેવાનું શરૂ કરું તે પહેલાં એક વાત આપ સૌની સમક્ષ રજૂ કરી દઉં કે નઇ તાલીમનો મારો સ્વાનુભવ પાયાની કેળવણી ને ઉત્તર-બુનિયાદી પૂરતો જ છે. મહાવિદ્યાલયની કક્ષામાં અમે બે વર્ષથી પ્રયોગ શરુ કર્યો છે, પણ તેને વિષે ખાતરી પૂર્વક કહેવા જેવી સ્થિતિ હજી નથી. પણ સાયોમાથ હું એમ માનું છું કે નઇ તાલીમનો સામાન્ય સિદ્ધાંત એ જાતઅનુભવે જ સમજાય તેવો નથી, પણ હરકોઇ વિચારશીલ નાગરિક તે સમજી શકે તેવો છે.

આપણે સ્વરાજ લાવ્યા છીએ, અને એ સ્વરાજ તે લોકશાહી સ્વરૂપનું સ્વરાજ્ય છે. આ બે હકીકત આપણી સામે છે.

લોકશાહીમાં આપણે ઘણા ફેરફારો કર્યા છે. ધ્વજ બદલ્યો છે, રાજ્યવહીવટની ભાષા બદલી રહ્યા છીએ, અર્થરચના બદલવાના પગલા લઇ રહ્યા છીએ ને તે તદ્દન બંધબેસતું છે. જે વસ્તુ સામ્રાજ્યમા શોભે તે સ્વરાજ્યમાં ન શોભે. ઉનાળાના કપડાં શિયાળામા ન ચાલે; ને બદલવાં જ રહ્યાં. આ જ રીતે આપણે લોકશાહી લાવ્યા પછી કેળવણી પણ બદલવી રહી. દુર્ભાગ્યે તે વિષે આપણે ત્યાં ઓછું કામ થયું છે. મોટા બંધો આપણે બાંધ્યા છે, ને બાંધીએ ...

તે જરૂરી છે. પણ લોકોના મનમાં થતું ધોવાણ, તેમાંથી નિરર્થક વહી જતી શક્તિ, તેને સંઘરવા માટે આપણે કેળવણીના ક્ષેત્રમાં કોઇ બંધ-યોજના વિચારવી જોઇએ.

નઇ તાલીમ તેવી એક યોજના છે. કેવી કેળવણી લોકશાહી માટે બંધબેસતી થાય? અબ્રાહમ લિંકને લોકશાહીની પ્રસિદ્ધ વ્યાખ્યા આપી છેઃ—લોકો માટે, લોકો દ્વારા ને લોકોનું રાજ્ય તે લોકશાહી. આપણી કેળવણી લોકોની કેળવણી છે ખરી? લોકો માટે છે ખરી? લોકો ખાણોમાં, ખેતરોમાં કામ કરે છે, ગામડાંમાં વસે છે. આપણે બધા જે પાઠ્યપુસ્તકો દ્વારા ભણી ગયા છીએ, જે રીતે ભણીએ છીએ તેમાં લોકોના આવા જીવનનો પડઘો છે ખરો? તેમના આ જીવનનો કોઇ સ્પર્શ ભણતર દરમિયાન થાય છે ખરો? પાઠ્યપુસ્તકોમાં કેટલા પાઠો ખેતીના હોય છે? કેટલા ગોપાલનના હોય છે? સમયપત્રકમાંથી કેટલો વખત લોકોના જીવન અંગે ઊભા થતા કોયડાઓ જોવા, તપાસવા ને સમજવા માટે આપવામાં આવે છે? તટસ્થ રીતે જોઇએ તો આવું કેળવણી તે લોકશાહીની કેળવણી નથી પણ લોકવિમુખ કેળવણી છે; કારણ કે તેમાં લોક અને તેના જીવનને સ્થાન નથી. દાખલા તરીકે લોકોનું જીવન એક યા બીજા પ્રકારના સમાજોપયોગી શ્રમમાં વીતે છે. વસ્તુતઃ આ સમાજોપયોગી પરિશ્રમ સિવાય સંસ્કૃતિ ટકી પણ શક્ય નથી. છતાં બાળક જ્યારે આપણી શાળામાં દાખલ થાય છે ત્યારે પહેલું સૂત્ર તેને શું થાય છે? "અદબ પલોંઠી વાળીને બેસો." બાળક હાલચાલ દર્શાવતો હોય, પ્રતિબિંબ હોય જ્યાં હાનિ ને વ્યવસ્થા હોય તે કલ્પના જ આપણા મનમાં વસતી નથી. આથી બાળક દાખલ થાય ત્યારથી અદબ પલોંઠી વાળીને બેસવાનો કાર્યક્રમ શરૂ થાય છે, ને જો તે નસીબદાર હોય તો તેમાંથી સાત વર્ષે છૂટે છે, ને કમનસીબ હોય તો બારતેર વર્ષે. આ જો હોય ત્યારે શેરીમાં રમતો હોય, ઝાડે ચડતો હોય, ઢોર ચારવા જતો હોય–ટૂંકા-

ણુમાં તે હાથપગ હલાવવામાં આનંદ માનતો હોય છે. સાત કે દસ વર્ષ સુધી તેને તે ચલાવવાની બંધી કરવામાં આવે છે; એટલું જ નહીં પણ એવા ખાસ સંસ્કાર આપણે તેને આપીએ છીએ કે જેમ હાથપગ ચલાવવાનું ઓછું તેમ સંસ્કારિતા વધારે. ભણેલા માણસની આપણી વ્યાખ્યા આ સિવાય બીજી શી છે? ભણેલાનો આજનો વ્યવહાર પણ બીજો શો છે? જેમ ભણતર વધારે તેમ પગાર ને પ્રતિષ્ઠા વધારે અને કામ ઓછું; જેમ ભણતર ઓછું તેમ કામ વધારે, વેતન અને પ્રતિષ્ઠ ઓછાં. આ શું હકીકત નથી?

આપણી પ્રાચીન સંસ્કૃતિ જેનું આપણે ગૌરવ કરીએ છીએ તેમાં તો વિદ્વાનો ઋષિઓ કહેવાતા ને તેઓ ઝૂંપડામાં રહેતા ને ગોપાલન કરતા, વેદમંત્રો ભણાવતા. મારું નમ્ર મંતવ્ય છે કે લોકશાહીના નામ વગરની પણ એ કેળવણી લોકશાહીને અનુકૂળ હતી. કારણ કે લોકશાહીમાં સૌથી વ્યાપક ગુણ જોઇએ છે તે લોકાનુંસધાન. લોકનાં સુખદુઃખનાં સંવેદનો અનુભવવાની ક્ષમતા દરેક નાગરિકને લોકશાહીની કેળવણીમાં અપાવી જોઇએ, તો જ લોકશાહી સાચી બને, ને તો જ તે આફતો સામે ટકી શકે.

શ્રીકૃષ્ણ એ પ્રાચીન યુગના લોકમાન્ય હતા. લોકોએ તેમને અવતારી પુરુષ કહ્યા, કારણ કે તેમણે જીવનભર લોકોનો પક્ષ લીધો; નિરાધાર, અનાથ અને અન્યાયપીડિતોનું તેઓ આશ્રયસ્થાન હતા; દ્રૌપદીની પ્રાર્થનામાં તેની સાહેદી પડી છે; ખુદ પોતાના પાંચે પતિનો આધાર પણ ગયો ત્યારે તેણે આર્તસ્વરે કોને ધા નાખી?

गोविंद द्वारिकावासिन् कृष्ण गोपीजनप्रिय ।
कौरवैः परिभूतां मांकिम् न जानासि केशव ॥

ને ખરે જ શ્રીકૃષ્ણ દ્રૌપદીની વહારે ધાયા. પણ શ્રીકૃષ્ણમાં જનસામાન્યનાં સુખદુઃખ અનુભવવાની આ સંવેદનશીલતા કયાંથી આવી?

ભગવાન વ્યાસે તેનું મૂળ પણ તેમનું બાળપણ ચીતરીને બતાવી દીધું છે. શ્રીકૃષ્ણે બાળપણ ગોવાળો, ગોપીઓ ને ગાયો સાથે ગાળ્યું હતું, ગાયો ચારી હતી, છાશ ઘુમાવી હતી, ને છાણવાસિંદું કર્યું હતું. ટોલ્સ્ટોયની ભાષામાં કહું તો હાથે આંટણ પડવા દીધાં હતાં તેથી પથ્થર ફોડનારા, લાકડાં ચીરનારા, ટાઢતાપમાં અધભૂખ્યા રહેનારાના સુખદુઃખનો તેમને અનુભવ થતો, ને ગોકુળનું સ્મરણમાત્ર થતાં તેમની આંખો આંસુથી ભરાઈ જતી હતી. પણ શ્રીકૃષ્ણનો દાખલો પુરાણનો લાગે—કવિકલ્પના કહેવાય, જોકે ઉત્તમ કવિઓ આર્ષ-દ્રષ્ટાઓ હોય છે, પણ તે જવા દઈએ.

ઇતિહાસના દાખલા લઈએ. અમેરિકાની લોકશાહીના ઉત્તમ અંશો આપનાર ત્રણ જણ ગણાય છે બેન્જામિન ફ્રાંકલિન, જેફરસન અને અબ્રહામ લિંકન. ફ્રાંકલિન ફેરિયો, બીબાં ગોઠવનારો ને પછી પ્રેસ ચલાવનારો હતો, જેફરસન ખેતીનો શોખીન ખેડૂત હતો, અબ્રહામ લિંકનનું બાળપણ લાકડાં ફાડવામાં વીત્યું હતું. આ ત્રણે જણાએ જે વારસો અમેરિકાને આપ્યો તેના વિના લોકશાહી ઊભી ન થઈ શકત. પણ આ વારસો આપી શક્યા તેમાં તેમના નાનપણના પર-સેવાથી પવિત્ર થયેલા જીવનનો મોટો ફાળો છે. સમજપૂર્વકનો શ્રમ કેવળ વસ્તુને જ ઉપજાવતો નથી, પણ શ્રમ કરનારની જોડે પ્રેમની દોરી સાંધે છે. લિંકન આ પ્રેમની સાંકળે શ્રમજીવીઓ સાથે સંકળાયેલો હતો. એટલે શ્રમના બોજા નીચે પિસાઈ, ગૂંગળાઈ મરતા ગુલામોને મુક્ત કરવા તેણે જેહાદ મચાવી—ને તેણે જ પ્રમુખ હોવા છતાં, કાદવમાં ખૂંચી ગયેલ ડુક્કરને કાઢતાં ખરડાયેલ લૂગડાં સાથે સેનેટમાં જતાં એ શરમ નહીં પણ ગૌરવ અનુભવેલું.

માનસશાસ્ત્રનો એક એવો નિયમ છે કે આપણને જે શ્રમ ગમતા ન હોય તે કામ કરનારા પણ આપણને ધીરે ધીરે ગમવ-

નથી; અને જે કામો ગમે છે તે કામો કરનારાં પણ ગમે છે. મને જો કાવ્યો ગમતાં હોય તો દીઠ કે અણદીઠ કવિઓ પ્રત્યે મને માન-પ્રેમ જન્મે છે. આવી છટાદારચના કરનારા, ગેયકૃતિઓ નિપજાવનારા કેવા મહાન, કેવા બુદ્ધિશાળી, તેમ હું અહોભાવે કહેવાનો. એથી ઊલટ પક્ષે વાળવું, પાણી ભરવું, રાંધવું, એ હલકાં અને અપ્રિય કામો ગણાય છે. એટલે આપણે રસોયા, ભિસ્તી ને સફાઇ કામદારો જ નહીં પણ ઘરની સ્ત્રીઓ સુધ્ધાંને હલકી ગણવાની મનોવૃત્તિ ધરાવતા થઇ ગયા છીએ.

આપણે તો બધા શારીરિક શ્રમ તરફ અરુચિ પેદા કરીએ છીએ. શ્રમને હલકો ગણીએ છીએ, તેને પરિણામે શ્રમ કરનારી વિશાળ સંખ્યાને ભણનાર વર્ગ હલકો ગણે છે. રોંચાં, ડોબા જેવાં નામો શ્રમજીવીવર્ગને અપાતાં. આજે યુગ બદલ્યો છે. લોકસત્તાનો યુગ એટલે એવાં નામો વાપરવાનું કોઇ યોગ્ય ગણતું નથી; ને તે યોગ્ય જ થયું છે: જે એક દાણામાંથી હજાર દાણા પેદા કરે તેને 'ડોબા' કેમ કહેવાય? પણ મુખ્ય સવાલ ભણનાર અને વિશાળ આમજનતા વચ્ચે દિલનો પ્રેમસંબંધ બંધાય તે છે. દેશનો આ મોટામાં મોટો કાર્યક્રમ છે. આ દેશમાં ઉપલા વર્ગે નીચલા વર્ગ પ્રત્યે સદ્ભાવ મોટાભાગે નહોતો રાખ્યો. શૂદ્રો, અનાર્યો, અંત્યજો ને પછાત જાતિઓ તેની સાબિતી છે. ને એનું જ પરિણામ એ આવ્યું છે કે શિવાજી મહારાજનો સમય બાદ કરતાં યુદ્ધ વખતે આ વિશાળ જનતાએ કશા ઉમળકા વિના તટસ્થ રહી ટગર ટગર જોયા કર્યું છે. આપણે હાર્યા છીએ તેનું આ એક મહત્ત્વનું કારણ છે. આ પરિસ્થિતિ બદલવી તે આપણું મોટામાં મોટું કાર્ય છે. ભણતરે આમજનતા તરફ ભણેલાની રુચિ ઉત્પન્ન કરવી જોઇએ. ને તેનું સાધન નાનપણથી જ પરિશ્રમની ઉપયોગિતાના, તેની પ્રતિષ્ઠાના તેને સંસ્કાર મળે તે છે. એ રીતે નઇ તાલીમ એ દેશના સંરક્ષણનો મોટો

કાર્યક્રમ છે.

નઇ તાલીમ એમ નથી કહેતી કે દરેક માણસ મોટી ઉંમરે પણ આખો વખત શ્રમ કર્યા જ કરે. શ્રમવિભાગ બિલકુલ હશે જ નહીં પણ નઇ તાલીમ એટલું જ કહે છે કે મોટી ઉંમરે માણસ ગમે તે કામ કરે. પણ તે કામ કરતાં કરતાં પણ તેના હૃદયનું અનુસંધાન લોકોની સાથે રહ્યા કરે તો જ શ્રમવિભાગ સાર્થક થાય. શ્રમવિભાગનો હેતુ સમાજમાં થોડા માણસોના હાથમાં માલ અને ઘણાના હાથમાં ફોફા રહે તેવો ન હોય, પણ દરેક માણસ પોતાની જરૂરિયાત મુજબ લે અને શક્તિ મુજબ આપે તે હોય, તો આવું અનુસંધાન પહેલી શરત છે. આ શરત વિનાનો શ્રમવિભાગ ચાલે છે એટલે તેનો બધો લાભ ઉપલા વર્ગને મળે છે, ને બધો જ ગેરલાભ વિશાળ નીચલા વર્ગના ભાગમાં આવે છે.

પણ નઇ તાલીમ ગમે તે ઉત્પાદક ઉદ્યોગ જ નથી શીખવતી. નઇ તાલીમની વ્યાખ્યા છે "રાષ્ટ્રીય ઉદ્યોગ દ્વારા અનુબંધિત કેળવણી." આમાં કેળવણી પછીના ત્રણ શબ્દો છે–રાષ્ટ્રીય, ઉદ્યોગ અને અનુબંધિત. પરિશ્રમનું મહત્ત્વ મેં સમજાવ્યું પણ નઈ તાલીમમાં ગમે તે ઉદ્યોગ ન ચાલી શકે. ચમ્માં બનાવવા, ઘડિયાળો બનાવવી તે પણ ઉદ્યોગ તો છે જ; પણ તે રાષ્ટ્રના પાયાના કે રાષ્ટ્રવ્યાપી ઉદ્યોગો નથી આપણે ઉદ્યોગ દ્વારા સૌની સાથે અનુસંધાન થાય ને સાથોસાથ દેશની મહત્ત્વની જરૂરિયાત પૂરી પડે, ને બાળકની સમજમાં ઊતરે તેવો ઉદ્યોગ હોય તેમ ઇચ્છીએ છીએ. એટલે ગાંધીજીએ આ દેશ માટે ખેતી અને ખાદીવિદ્યા એ ઉદ્યોગોને જ નઇ તાલીમના મુખ્ય વાહકો ગણ્યા. કારણ કે તે ઘરેઘરે પથરાયેલા છે.

બીજા વિશ્વયુદ્ધનો એક પ્રસંગ છે. જર્મનો ફ્રાન્સની હરોળો તોડી પૂરની જેમ ધસતા હતા. ફ્રાંસની મદદે ગયેલું ઇંગ્લંડનું સૈન્ય ડંકર્ક

વિસ્તારમાં ઘેરાયું હતું; ઉપરથી બોમ્બવર્ષા, ને બન્ને બાજુથી જર્મન પેન્ઝર ટુકડીઓનો સાણસો ને પછવાડે દરિયો: ભારે કટોકટીની પળ હતી; કારણ કે ઇંગ્લંડે તેનું જેટલું સૈન્ય હતું તે, ને જેટલી સામગ્રી હતી તે, બધું ફ્રાંસની મદદે મોકલ્યું હતું. જો તે ઘેરાઇ જાય ને કેદ પકડાય તો ઇંગ્લંડમાં ન રહે સૈન્ય કે ન રહે સામગ્રી. તે સ્થિતિમાં ત્યાંના વડા પ્રધાને રેડિયો પરથી ઇંગ્લંડની પ્રજાને હાકલ કરી કે "આપણું સૈન્ય ડંકર્કમાં ઘેરાતું જાય છે. ગણ્યા કલાકોમાં સાણસો ભિડાઇ જશે. એકલું રાજ્યનું નૌકાસૈન્ય એમને ગણ્યા કલાકોમાં બચાવી શકે તેમ નથી. એટલે હું ઇંગ્લંડના બધા નાગરિકોને અપીલ કરું છું કે આ પળે જેની પાસે વહાણ, હોડી, બતેલા, જે કંઇ હોય તે ડંકર્ક તરફ ચાલી નીકળો—એકએક માણસના સંયુક્ત પ્રયાસથી ઇંગ્લંડ આજે બચી શકે તેમ છે." ને ઉત્તર ઇંગ્લંડનાં ગામડાંઓના માછીમારોની હોડીઓ, ને વેપારીઓના જહાજો ઇંગ્લંડનાં બંદરોનાં બારામાંથી નીકળી પડ્યાં. બીજી સૂચના કે બીજા હુકમની કોઇએ રાહ ન જોઇ. ઊધઇના વિશાળ રાફડાના તળિયેથી આફત વખતે ઊધઇઓ બહાર નીકળી પડે તેમ દરિયાનાં તોફાની મોજાં પર હોડીઓ તરવા માંડી. આમાં એક નૌકા હતી જે. બી પ્રીસ્ટલીની. પ્રીસ્ટલી ઇંગ્લંડનો અત્યારનો લેખક. તેની વિહારનૌકા લઇને તે ડંકર્કમાં ઘેરાયેલા સૈનિકોને બચાવવા નીકળી પડેલો. લેખકમાં આ ઇચ્છા અને આ આવડત આવ્યાં ક્યાંથી? કારણ કે ઇંગ્લંડના લોકોનો રાષ્ટ્રીય ઉદ્યોગ વહાણવટું છે, તે સંસ્કાર તેમને સૌને અપાય છે. રાજાના કુંવરને પણ વહાણનાં તૂતક સાફ કરવા જવું પડે છે. રાજાના કુંવરે ભલે ખલાસી ન થવું હોય, પ્રીસ્ટલીએ ભલે લેખક થવાનું હોય, પણ તેના જીવનનો અમુક કાળ બેટમાં વસતી ને વ્યાપાર પર નભતી પ્રજાના રાષ્ટ્રીય ઉદ્યોગ વહાણવટામાં અપાવો જ જોઇએ! આને હું અલબત્ત નઇ તાલીમ નથી કહેતો, નઇ તાલીમના રહસ્યને પ્રગટ કરનારો

કિસ્સો કહું છું ગાંધીજી નઇ તાલીમ દ્વારા આ રહસ્ય પદ્ધતિસર ને સમયસર મળે તેમ કહે છે

નઇ તાલીમમાં રાષ્ટ્રીય અને ઉદ્યોગ બે શબ્દોનું મહત્ત્વ શું છે તે આપણે જોયું હવે અનુબંધિત શબ્દનો અર્થ સમજવા કોશિશ કરીએ

અનુબંધનો અર્થ થાય છે જોડાણ આપણે જે કામ કરીએ છીએ તેની ત્રણ બાજુએ અસરો થાય છે ને બીજી બાજુથી એ ત્રણે બાજુઓ આપણા ભવિષ્યના કર્મ પર અસર કરે છે આ ત્રણ બાજુઓ એટલે કામ કરનાર પોતે તેની આજુબાજુનો સમાજ અને તેની આજુબાજુની પ્રકૃતિ હરકોઇ કર્મ તેના કર્તાના ચિત્ત પર કાઇક અસર ઊભી કરે છે તેવી જ આજુબાજુના સમાજ પર અનુકૂળ કે પ્રતિકૂળ અસર ઊભી કરે છે, તેમ જ સમગ્ર જડ પ્રકૃતિ જેના પર કે જેની મદદ વડે માણસ કામ કરે છે તેના પર કાઇક અસર કરે છે દા ત કોલસાની ખાણનો કોલસો ખોદનાર જે ક્રિયા કરે તેની અસર તેના મન પર, તેના સમાજ પર ને ખાણની ધરતી પર થાય છે

જેને આપણે જ્ઞાન કહીએ છીએ તે આજે આ ત્રણે વાસ્તવિક અસરોને ધ્યાન આપીને અપાતું નથી મોટે ભાગે એકાંગી એકમુખી ને એકાન્ત હોય છે આને પરિણામે લેનારને યથાર્થ જ્ઞાનપ્રાપ્તિ થતી નથી રૂપ જોઇને કન્યા શોધનાર ગુણ ને સ્વાસ્થ્યની તપાસ ન કરવા માટે ન જાણે ઘણીવાર પસ્તાતા દેખાય છે તેમ વર્તમાન વિદ્યા મેળવનારાઓનું થાય છે વર્તમાનયુગ 'સ્પેશ્યલિઝેશન'નો યુગ છે, ને તે માટે વર્તમાનયુગ હમણાં સુધી ગૌરવ લેતો હતો પણ તેનું ગૌરવ જ તેની આફત ને કાઇક અંશે કારક પણ નીવડ્યું છે અણુવિજ્ઞાનની પ્રયોગશાળામાં જઇએ ને કોઇક વૈજ્ઞાનિકને પૂછીએ

કે તમે આ કરી રહ્યા છો તેનું સમગ્ર અનુસંધાન આપશો ? તો એ મોટે ભાગે કહેવાનો કે હું મારા ભાગ પૂરતું જાણું છું, બાકીના મંકોડાની મને જાણ નથી. આજે તો સ્પેશલિસ્ટ એટલે સંકુચિત એવો અર્થ છે; શરીરમાં લોહી, મળ, મૂત્ર, કફ, શ્વાસક્રિયા ઘણું જ છે; પણ હવે હરકોઇ માંદો પડે તો એક દાક્તર તેને માટે પૂરતો નથી. હરેક તપાસ અલગ અલગ થાય છે, ને તપાસ કરનારને સમગ્ર માણસનો, કે સમગ્ર માનવદેહનો અભ્યાસ હોતો નથી. આને પરિણામે જ્ઞાન એ જ્ઞાન રહેતું નથી. કારણ કે ગીતાએ જ્ઞાનની વ્યાખ્યા જ અવિભક્તં વિભક્તેષુ—જે અલગ અલગ દેખાય છે, તેમાં છૂટા મણકાની વચ્ચે જે તાર પરોવવાનો છે તેને શોધવું, તેને જાણવું તે પ્રક્રિયાને, તેની સિદ્ધિ તે જ જ્ઞાન એવી કરેલ છે.

વર્તમાન જગતમાં આનો ભારે અભાવ છે. તેથી જ અણુશસ્ત્રનો શોધનાર વૈજ્ઞાનિક, બોમ્બ ફેંકનાર વિમાની, ખૂન કરાવનાર જાસૂસ બધા જ ઠંડે પેટે પોતાનું કામ કરી શકે છે. "અમે તેમા શું જાણીએ ? અમને અમારા ક્ષેત્રની વાત પૂછો."—જાણે કે તેઓ નાગરિક નથી, કે નથી તેઓ કલ્યાણના શોધક માનવો કે નથી તેમની કશી જવાબદારી !

લશ્કરમાં જ્યારે દુશ્મન ઉપર હુમલો થાય છે ત્યારે મદદ માટે જમણી અને ડાબી બાજુ હરોળો હોય છે; પણ કોઇ પણ હરોળને બીજી બે હરોળને લક્ષમા રાખ્યા સિવાય આગળ જવાની રજા મળતી નથી. ને તે છતાં એકાદ હરોળ જો દુશ્મનદળમા ઊંડે ઘૂસી જાય તો શરૂઆતમાં જે વિજય લાગે છે તે અંતે પરાજયમાં પરિણમે છે. કારણ કે દુશ્મનો તેને ઘેરી લઇ શકે છે. માનવ સંસ્કૃતિમા પણ તેની એક હરોળ-સ્પેશલિઝેશન ઘણી આગળ વધી ગઇ છે, ને તે ઘેરાઇને નાશ પામવાની અણી પર છે. ગઇ કાલની ઘડી સુધી કહેવાતું કે સરતું ઉત્પાદન

તે જ શ્રેષ્ઠ ઉત્પાદન છે. વધારેમાં વધારે નિર્બંધ વેપારસ્વાતંત્ર્ય, તે જ શ્રેષ્ઠ સ્વાતંત્ર્ય. પણ એકાદ રસ્કિન કે એકાદ ગાંધીએ આપણને બતાવ્યું કે મકાન ભાંગી ગયા પછીના કોલસા સસ્તામાં સસ્તા હોય છે, ને નિર્બંધ વેપારસ્વાતંત્ર્ય તે જ સામ્રાજ્યવાદને જન્મ આપે છે.

આનો ઉપાય છે અનુબંધિત જ્ઞાન. દરેક પ્રક્રિયાના એક જ દિશામાં પરિણામ તરફ ન જોતું પણ બાકીની બંને દિશાઓ પણ સાથે જોઈને તેમાં પણ પ્રગતિ લાગે તો જ તે સાચી પ્રગતિ માનવી. ઔરંગઝેબે એના પિતાને કેદ કરી દિલ્હીની ગાદી મેળવી ત્યારે પ્રત્યક્ષ રીતે તેણે માન્યું કે છળકપટ દ્વારા વિજય મેળવાય છે, પણ તેણે તે વખતે જોયું નહીં કે તેનાં દીકરાઓ તેની આ વર્તણૂકમાંથી બોધપાઠ લઈ રહ્યા છે, ને એણે એવો વખત જોયો કે તેના દીકરાઓએ તેની સામે બંડ ઉઠાવ્યું; ને પોતે ક્યારે પકડાઈ જશે તે બીકમાં તેણે વર્ષો વિતાવ્યાં. તેણે જે સામ્રાજ્ય બાંધ્યું તે બીજી જ ક્ષણે તૂટી પડ્યું.

સમાજ, પ્રકૃતિ ને આપણું ચિત્ત એ ત્રણેય રત્નો છે; તે ત્રણે જતનપૂર્વક સંભાળવાં જોઈએ.

મને એક કિસ્સો યાદ આવે છે. મારા એક ખાવિક ખેડૂતમિત્રને હું પૂછતો હતો–૧૯૪૦ની વાત છે–"તમે કેટલી રાઈ વાવી છે?" તે કહે, "હું વાવતો નથી." "મેં કહ્યું કેમ? રાઈના ભાવ તો બહુ ઊંચા છે." એ કહે, "હા. પણ રાઈ પરદેશ જાય છે. ત્યાં તેનું તેલ કાઢી બોમ્બ બનાવાય છે એમ છાપાંમાં વાચ્યું એટલે રાઈ વાવવાનું માંડી વાળ્યું." તે ખેડૂતભાઈ બહુ ભણેલા ન હતા, પણ તે જ્ઞાની હતા.

નઈ તાલીમ જ્યારે અનુબંધ સાથે જ્ઞાન આપવું તેમ કહે છે ત્યારે તે દુનિયાની એક ભારે મોટી ખામી દૂર કરવાનો ઇરાદો રાખે છે.

જાગૃત નાગરિક તરીકે નઇ તાલીમને એક વ્યવહારુ ઉકેલ તરીકે પણ આપણે વિચારવી પડશે

આપણે સૌ જાણીએ છીએ કે આપણે આવતા દસ વર્ષમાં (હવે આઠ રહ્યાં) કેળવણી સાર્વત્રિક અને ફરજિયાત કરવાની પ્રતિજ્ઞા લીધી છે. તે ભારે રૂડો સંકલ્પ છે. પણ આપણે સાથોસાથ એ વિચારી લેવું જોઇએ કે આપણે કયા પ્રકારની તાલીમ સાર્વત્રિક ને ફરજિયાત કરવા માગીએ છીએ? આજે તો એકાકુ કેળવણી અપાય છે, તેને પરિણામે માણસ ઓછો મહેનતુ ને વધારે ખરચાળ થાય છે તે હકીકત છે. હવે જો આપણે ચાલુ કેળવણી ફરજિયાત કરશું તો જે ૮૬ ટકા લોકો ભણતા નથી પણ ઢોર ચારવા, નીંદવા, પારવવા ને બીજાં કામે જાય છે, તે બધા પણ ભણવા આવશે. તે ભણતરમાથી શા સંસ્કાર મેળવશે? લુગડે ડાઘ ન પડે તેવું જીવન ગાળીએ તો સંસ્કારી કહેવાઇએ સાત વર્ષ સુધી આ સંસ્કાર મેળવ્યા પછી જ્યારે તે બહાર જશે ત્યારે છાણ-વાસીદુ નીરણ-પાણી, ગોડની દામણુ તેને ગમશે? તે તો કહેશે, "અમને અમારા લાયકનું કામ આપો." અંગ્રેજો તો ડાહ્યા હતા કે આ દેશમા જેટલો મધ્યમવર્ગ-એટલે કારકુનો, દલાલો, વેપારીઓ-જરૂરી હતો તેટલા ટકાને ભણાવતા, એ'ને આપણે ત્યા ૧૦-૧૧ ટકા ભણેલા હતા; ને મધ્યમવર્ગની સખ્યા પણ તેટલી જ હતી. એટલે સાસને જોઇને જથ્થો નિર્માણ થયો હતો. પણ અહી તો આપણે સો ટકા મધ્યમ-વર્ગની કેળવણી આપીએ છીએ, ને ૧૦૦ ટકા માટે તેવી જગાઓ નથી તે બધા કહેશે કે, "અમે ખાણોમા, ખેતરોમા, ઝૂ પડામા કામ કરતા હતા. અમને ત્યાથી તમે લઇ આવ્યા, માત્ર માહિતી જ્ઞાન આપી તે તરફની રુચિ ટાળી નાખી, નવી જ જાતની રુચિ કેળવી. હવે અમને એવાકું કામો આપી શકતા નથી, તે અમને અન્યાય થાય છે"

લોકશાહીમાં તો સૌને એવી રીતે કેળવવા જોઇએ કે સૌને સમાજને ટકાવી રાખનારા મૂળભૂત ધધાઓમાં રસ રહે તેમ જ તેમાં સશોધન કરે, તેનુ પૂરુ મૂલ્ય મેળવે ને પૂરા જિગરથી કામ કરી પોતાના અને સૌના સુખસંતોષમાં ઉમેરો કરે મોટા ભાગની જનતાને પોતાના કામમાં રસ ન રહે તેવી વૃત્તિ ઊભી કરનારી કેળવણી સમાજના પાયાને ઉખેડી નાખનારી કેળવણી છે

નઇ તાલીમ પરિશ્રમ–ને ખાસ કરીને સમાજોપયોગી પરિશ્રમ–તે ઉમદા કામગીરી છે તેવા સસ્કાર દરેક નાગરિકમાં આપવા જરૂરી ગણે છે ને આ સમાજોપયોગી પરિશ્રમ રાષ્ટ્રવ્યાપી ઉદ્યોગ હોય તે અનિવાર્ય ગણે છે કારણ કે તે કેળવનારને કેળવણીના સાધન વડે જનસામાન્યના સુખદુઃખો સાથ સલગ્ન કરવા ઇચ્છે છે એટલુ જ નહી પણ તે કેળવણી અનુબંધ દૃષ્ટિથી આપી તે વિશ્વ સાથે પણ સલગ્ન થાય તેવુ કરી આપે છે

આ અર્થમાં નઇ તાલીમ તે આપણો ઉમદામાં ઉમદા ને પ્રથમ માનો એક કાર્યક્રમ છે

[મુબઇ જૈન યુવકસંઘ પર્યુષણપર્વ વ્યાખ્યાનમાળામાં પડિત સુખલાલ જીના પ્રમુખપદ નીચે અપાએલુ વ્યાખ્યાન]

(૨)

# નઈ તાલીમનું હાર્દ

નઇ તાલીમને દેશ પાસે મૂકયે પંદર વર્ષ થઈ ગયા ને તેને ચલાવવાવાળા હવે તે અખતરાનો તબક્કો વટાવી ગયા છે, તેમ કહે છે, છતાં હજુ નઇ તાલીમની પ્રગતિ બિહાર સિવાય બીજાં ગજ્યોમા થઇ દેખાતી નથી. સૌએ એટલું વિચારવું જોઇએ કે ગાધીજીએ જેને પોતાની મોટામાં મોટી ભેટ કહી તે વસ્તુ વિશે પૂરો વિચાર પ્રજાના ખાસ મોવડીઓ જેમના હાથમા રાજકીય સત્રો છે તેમણે કર્યો છે ખરો ?

સૌરાષ્ટ્ર રાજ્યની વાત લઇએ, ગુજરાત નઇ તાલીમ સંઘના સ્થાપક ને નઈ તાલીમના આજન્મ સેવક જુગતરામભાઇના પ્રમુખપણા નીચે કેળવણીખાતાએ નઇ તાલીમની દૃષ્ટિએ અભ્યાસક્રમ રચવા એક સમિતિ રચી હતી. એ સમિતિએ તેનો અહેવાલ પણ આપી દીધો છે. તે છપાયો પણ છે. ખાતાની કેળવણી સલાહકાર સમિતિએ પણ તે અહેવાલ ઉપર મહોર મારી અભ્યાસક્રમ અમલમા મૂકવા સલાહ આપી છે, છતા એ અભ્યાક્રમને અમલી કરવાનું ગમે તે કારણે કયાક અટકી પડયું છે. અને છતા આપણે નઇ તાલીમને નઇ તાલીમમા માનીએ છીએ તેમ આપણા શિક્ષણ માટે જવાબદાર સૌ કોઇ દરેક સમેલનમા કહ્યા કરે છે.

સૌરાષ્ટ્ર પ્રગતિશીલ રાજ્ય છે ત્યા પણ જો નઇ તાલીમનુ કામ આ ગતિએ ચાલતુ હોય તો બીજા રાજ્યોની તો કલ્પના કરી લેવી રહી

શા કારણે આમ બને છે? મક્કિતાના અભાવ કરતા અનેકેર કારણુ નઇ તાલીમ વિશેના પૂર્વગ્રહો ને ગેરસમજ છે

બુદ્ધિજીવી વર્ગ નઇ તાલીમનો વિરોધ કરવામા મોખરે દેખાય છે કોઇવાર તે અમલદારોરૂપે હોય તો કોઇવાર ધારાસભાના સભ્યોરૂપે હોય છે કોઇવાર વળી વેપારીના સ્વરૂપે હોય છે પણ નઇ તાલીમના વિરોધનુ નિમિત્ત બુદ્ધિજીવી વર્ગ બને છે સ્વાભાવિક વિરોધ દરેક નોકરશાહીને પોષક છે ને આ વિરોધ પણ નઇ તાલીમને પોષક જ નીવડશે પણ નઇ તાલીમના કામમા પડેના એક અદના કાર્યકર તરીકે મને એમ લાગે છે કે એમના ભ્રમોને પાયો નથી

સૌથી નમ્રપણે જણાવીશ કે નઇ તાલીમ એ તમે વિકેન્દ્રિત સમાજમા માનતા હો કે કેન્દ્રિત કે અર્ધ કેન્દ્રિત ગ્રામોદ્યોગમા માનતા હો કે યંત્રોદ્યોગમા—પણ બનેને ઉપયોગી નીવડવાની છે નઇ તાલીમ તેને જ ઉપયોગી નીવડવાની નથી જે ઐયાશી ને આરામ પ્રિય સમાજમા માનતા હોય તેની નઇ—તાલીમ હાડોહાડ વિરોધી થશે પણ યંત્રોદ્યોગ કે ગ્રામોદ્યોગ બનેમા સમાન શબ્દ ઉદ્યોગ છે આ સમાન શબ્દ જે ઉદ્યોગ તેના સસ્કાર બાળકને નાનપણથી જ આપવા જોઇએ ને નાનપણમા ઉદ્યોગ કરાવવો જ હોય તો બાળક કરી શકે તેવો ઉદ્યોગ—તેવા સાધનોવાળો ઉદ્યોગ જોઇએ તે ઉદ્યોગનુ ઉત્પાદન પહેલથી છેલ્લે સુધી કરી પરિણામ લાવી શકે તેવુ કરવુ જોઇએ જે ઉદ્યોગનુ ઉત્પાદન ન થાય તે રમત થાય જે ઉદ્યોગ પરિપૂર્ણ રીતે જોઇ ન શકે તે ઉદ્યોગ પણ પૂરી તાલીમ ન આપી શકે

આ દૃષ્ટિએ સૌથી સરલ, વ્યાપક ને બાળઉમ્મર સાથે બધબેસતા

ઉદ્યોગો વસ્ત્રવિદ્યા ને ખેતી જ છે. આ બંને ઉદ્યોગો દ્વારા બાળકોના હાથપગ કેળવાશે, તેમને એકધારો શ્રમ કરવાની ટેવ પડશે. તેઓ ઔદ્યોગિક ક્રિયાઓનો સમન્વય અને સંયોજન કરતાં શીખશે.

આપણે આપણા ૯૦ ટકા નાગરિકોને કેવા બનાવવા છે? બુદ્ધિપૂર્વકના પરિશ્રમ અને સહકારી મર્જનમાં આનંદ માની તેમાં રત રહેનારા કે આખો દિવસ માખીઓ મારી વિચારવાયુમાં ડૂબી ગયેલા?

બુદ્ધિજીવી વર્ગ શું આવી દુનિયાને બુદ્ધિ પર જીવન ગુજારે તેવી બનાવવા ઇચ્છે છે? તે શું શક્ય છે? આટલી બેકારી પૂરતી નથી? કે અજ્ઞાત રીતે એ બુદ્ધિજીવી વર્ગને ભય છે કે અમે આ શ્રમ કરશું તો અમારી બુદ્ધિ મંદ પડશે ને પછી જીવન સંગ્રામમા અમારાં છોકરાં ઊંચી નોકરી નહીં મેળવી શકે? પોતાની બુદ્ધિનો જો ઉપયોગ કરશે તો જણાશે કે, બાલપણમાં આવો વિચારપૂર્વક સહકારી શ્રમ કરવાથી બુદ્ધિ વધારે તેજસ્વી બને છે. તેમના દશ ટકાનું ભાવિ એનાથી ઊલટું ઊજળું થશે.

ને તેમની એક બીજી જવાબદારીનું તેમને સ્મરણ છે? દરેક દેશનું સુકાન ચલાવવાનું આ બુદ્ધિજીવી વર્ગ પાસે રહે છે–હરેક જમાનામાં રહ્યું છે. પ્રાચીન કે અર્વાચીન જમાનામાં ફેર એટલો જ છે કે પ્રાચીન જમાનામાં સુકાન ને દિશા બંને એ વર્ગ નક્કી કરતો ને નીચલો વર્ગ તો મૂંગો મૂંગો તેને અનુસરતો. અર્વાચીન યુગમાં સુકાન તેમની પાસે છે. પણ દિશા–બંદર નક્કી કરવાનું તો મૂંગા મતદારો જ કરશે. આ સ્થિતિમાં આ મૂંગા લોકોની એક મૂઠી તેમના હાથ–પગ તે પણ આ નિષ્ક્રિય કેળવણી આપીને ઝૂંટવી લેવાનો કાર્યક્રમ શું બુદ્ધિપૂર્વકનો કાર્યક્રમ છે? હાથપગ વાપરવાની ટેવ ખોઇ બેઠેલા આ મતદારો વહાણ નહિ બુડાડે? કેળવણી નહિ

આપો તો ચાલશે પણ સૌને બેકાડુ કેળવણી આપે તે નહિ ચાલે. લોકશાહી નહોતી ત્યારે ફરજિયાત ભણતર પણ નહોતું. આમજનતા ખેતરોને ખાણોમાં મજૂરી કરતી, જીવતી ને જિવાડતી. લોકશાહીએ આવી ફરજિયાત શિક્ષણ આપ્યું. હવે કયું શિક્ષણ એણે આપવાનું છે તે સુકાન સાચવનારાઓએ ઠગાવવાનું છે. બુડાડનારૂં કે જીવાડનારૂં !

તમે ગમે તે પ્રકારનો સમાજ રચો: તે પ્રામાણિક બુદ્ધિપૂર્વકના ને આનંદદાયી પરિશ્રમ પર જ નભતો હશે. તમે ગાંધીવાદી હો કે સમાજવાદી—નઈ તાલીમ તે સૌનો સહિયારો સવાલ છે.

પણ ઘણીવાર નઈ તાલીમનો ઉઘાડો વિરોધ કરવાની હિમ્મત નથી થતી એટલે કહેવાય છે કે નઈ તાલીમ આખરે એક અખતરો છે, ને ઊગતી પેઢીને ભોગે આવા અખતરા કેમ થાય ? કોની ઊગતી પેઢી ? દસ ટકાની કે નેવું ટકાની ?

અતિશય નમ્રતાથી છતાં પૂરી દઢતાથી મારે કહેવું જોઈએ કે અખતરાનું માનસ એ જ વિકસતી પેઢીનો પ્રાણ છે, પણ અહીં તો નઈ તાલીમ અખતરાનો તબક્કો વટાવી ગઈ છે ને હકીકત છે. સાચી વાત તો એ છે કે જે કેળવણી ચાલી રહી છે તે જ પ્રજાના જીવનને નષ્ટ કરનારો અખતરો છે; સાચું કહીએ તો તેમાં ખતરો છે. નવાઈની વાત એ છે કે જેમાં અલ્પપ્રજાના સદીઓ જૂના શ્રમને સદ્કારનાં જીવનને નભાવનારાં વિજ્ઞાનો: ખેતી, વનસ્પતિવિદ્યા પશુસંવર્ધનવિદ્યા, શૂન્તરવિદ્યા, હવામાનવિદ્યા કશું નથી, તેની ક્રિયાઓ નથી, તેનું વિજ્ઞાન, તે વિદ્યા સાથે પરિશ્રમ છોકરીઓને ભણાવવામાં તેમનું જીવન ન ઘડનું કે ન ઘારતું કરી મૂકવામાં તેમણે "નહીં ત્રણનાં કે નહીં તેરના! બનાવવામાં અખતરો નથી લાગતો ને જે નઈતાલીમમાં શ્રમ, સહકાર ને શ્રમ પાછળના વિજ્ઞાનનો સમાવેશ કરી નાગરિકને તેની પ્રાથમિક ફરજ બજાવતો કરવામાં આવે છે તેને અખતરો કહે-

વામા આવે છે બુદ્ધિના વિપર્યાસનો આ એક નમૂનો છે. અથવા તો પોતાનો વર્ગીય સંસ્કારો દૂર કરી રાષ્ટ્રીય જરૂરિયાતોને પ્રથમ સ્થાન આપવાનું કામ આ બુદ્ધિજીવીઓ માટે કેટલું કપરૂં છે તે તે બતાવે છે.

પણ પછીથી દલીલ થાય છે કે વાત તો સાચી હશે પણ એકાએક તે થાય કેમ ? વાત સાચી છે. નઈ તાલીમ એકાએક વ્યાપક નહી બને. પણ એના પણ તબક્કા છે. ને એ તબક્કા પ્રમાણે ચાલવાથી પણ રાષ્ટ્ર આગળ વધશે જ પહેલો ને મુખ્ય કાર્યક્રમ આ જૂની તાલીમને પદભ્રષ્ટ કરવાનો હોવો જોઈએ તેને આસને નઇ તાલીમ ન બેસે તો ચાલશે. આંશિક નઇ તાલીમને બેસાડશો તોપણ ચાલશે.

સૌરાષ્ટ્ર સરકારને નઇ તાલીમની અભ્યાસક્રમ સમિતિએ આ સંબંધમા સ્પષ્ટ દોરવણી આપી છે. તેણે અભ્યાસક્રમના આમુખમા જણાવ્યુ છે કે તેનું ક્રિયા, વિજ્ઞાન ને તેની સાથે સંકળાએલી અન્ય વિદ્યાશાખા ને પછી વિચારપૂર્વકની ક્રિયા આમ ચારેય વસ્તુઓનો સમન્વય થાય ત્યારે નઇ તાલીમનુ વર્તુળ પૂરુ થાય. પણ આવા શિક્ષકો નિરીક્ષકો તુરત ન મળે તો આપણી શાળાઓને ત્રણ કક્ષામા વહેંચી નાખવી. એકમા માત્ર આ નવો અભ્યાસક્રમ જ અમલમા મૂકવો, ને તેની ઔદ્યોગિક ક્રિયાઓ જતી કરવી. બૌદ્ધિક સામગ્રીમાં જ પરિવર્તન કરવું. ફુવારાનુ વિજ્ઞાન ભણવાને બદલે વનસ્પતિ વિજ્ઞાન ભણે એટલું જ. એથી ફેર એ પડશે કે ફુવારાનુ વિજ્ઞાન જે તેના જીવનને સીધી રીતે સ્પર્શતું નથી તે જશે ને તેના જીવનને રોજ સ્પર્શતુ વનસ્પતિનો રસ કેમ ઊંચે ચડે છે તે વિજ્ઞાન ભણાશે સાથોસાથ વિદ્યાર્થીઓ પોતાને ઘેર પરિશ્રમ કરતા હોય તેને ઉત્તેજન આપવુ તેમના માબાપો સાથે સંપર્ક રાખવો. આ શાળાઓ એવી રીતે કહીએ તો આજે રાજ્ય જે યોજના મૂકી રહ્યા છે તેનુ તેમણે કર્યાં પહેલાનું સૂચન છે.

બીજા પ્રકારની શાળાઓ એવી હશે જે ઉદ્યોગ, વનસ્પતિ વિજ્ઞાન ને સમાજવિજ્ઞાન ત્રણેનો અનુબંધ કરીને ચાલતી હશે.

હજુ એક ચોથો પ્રકાર પણ કોઈ કલ્પી શકે કે જે જૂનો અભ્યાસક્રમ છે તે જ ચાલતો હોય, માત્ર થોડો ઉદ્યોગ ચાલતો હોય. અલબત્ત, સમિતિએ આવું સૂચન કર્યું નથી, કારણ કે ઉદ્યોગ તો બાળકો પોતાનાં માબાપો સાથે ઘેર કરતાં હોય છે. મુખ્ય સવાલ તેમને જે બૌદ્ધિક જ્ઞાન મળે તે જ્ઞાન તેઓ શાળા કે ઘરમાં જે ક્રિયાઓ કરી રહેલ છે તેની જોડે જોડવાનો છે. જીવન સાથે અનુબંધિત જ્ઞાન તે નઈ તાલીમ જ્ઞાનશાળાની કસોટી છે. એટલે અભ્યાસક્રમનો મસાલો તો રાષ્ટ્રીય જીવન-એટલે ગામડાનું જીવન એને નજરમાં રાખીને બદલવો જ રહ્યો ને એ દૃષ્ટિએ ખેતી-ગોપાલન, ભૂમિશાસ્ત્ર, હાથ ઉદ્યોગો તે મુખ્ય વિજ્ઞાન બનવાં જ રહ્યાં.

હાથ ઉદ્યોગમાં સાત આઠ વર્ષ કામ કરનાર બાળક પોતાની રુચિ હશે તો બુદ્ધિજીવી વર્ગમાં ખુશીથી ભળી શકશે. પણ તે દિવસે તેની બુદ્ધિ વંધ્યા નહિ હોય. તેની દૃષ્ટિ વર્ગીય નહીં હોય, તેની દૃષ્ટિ રાષ્ટ્રીય ને આંતરરાષ્ટ્રીય હશે ને બુદ્ધિ ફલવતી હશે, તે વધારે લઈને ઓછું દેનારી નહિ હોય. તેને દેતી વખતે કષ્ટ નહિ થાય, કારણ કે સર્જન એ તેને મન કષ્ટ નહિ પણ આનંદની વાત હશે. શ્રી કૃષ્ણની જેમ તે દ્વારકાધીશ થશે પણ ગોવાળોને નહિ ભૂલે, ગોપાલોને માટે તે લડશે-મરશે. જેને એ વર્ગમાં નહીં ભળવું હોય તે પણ પોતાની જમીન કે ખાણ પર બુદ્ધિપૂર્વક કામ કરતો થશે. તે ઉભયભ્રષ્ટ નહીં થાય.

નઈ તાલીમનું આ દર્શન આપણા સૌમાં સ્વચ્છ દૃષ્ટિ ને ઉત્સાહ પ્રેરો.

## (૩)

# પાયાની કેળવણી

ગાંધીજી એમ માનતા કે જે સાચી રીતે જીવન ગાળે તેની વિચારશક્તિ વૃદ્ધાવસ્થામાં પણ મંદ ન પડે, તે હંમેશા તાજી જ રહે.

પોતાની વૃદ્ધાવસ્થામાં એમણે જૂની પરંપરાગત કેળવણીને ઉથલાવી નાખનારો પાયાની કેળવણીનો વિચાર આપ્યો તે તેમની માન્યતા સાચી હતી તેનો પુરાવો છે. એમને આ નવા વિચારમાં એવી શ્રદ્ધા હતી કે પોતાની સમગ્ર રચનાત્મક શક્તિ ને અનુભવ એમણે આ વિચાર ખાતર હોડમાં મૂકયાંનું કહ્યું છે.

શો વિચાર પડયો છે આ પાયાની કેળવણી પાછળ?

એ તો હવે સામાન્ય રીતે બધા જાણે છે કે પાયાની કેળવણીમાં શિક્ષણનું માધ્યમ ઉત્પાદક શરીરશ્રમ અથવા આજુબાજુના સમાજને ઉપયોગી પ્રવૃત્તિ છે. જૂની કેળવણીમાં શિક્ષણનું માધ્યમ કે વાહન એ પુસ્તક હતું.

પાયાની કેળવણીમાં આ માધ્યમ બદલવાનું શું કારણ છે?

તેનું પહેલું ને મુખ્ય કારણ તો એ છે કે આપણી બધી જ ઇન્દ્રિયો એ જ્ઞાનના વાહનો છે. આંખ, કાન, નાક, જીભ, ચામડી,

આ બધાં બહાર જે જ્ઞાનનો દરિયો પડ્યો છે તેને આપણામાં ખેંચી લાવી આપણી સાથે એકરસ કરી દેનાર વાહનો છે જૂની કેળવણીમાં કોઈવાર એનો ઉલ્લેખ થતો પણ એના અમલનો વિચાર નહોતો થતો, તો અમલનો તો પ્રશ્ન કયાથી હોય ? આને લીધે શિક્ષણવાહન પુસ્તક જ હતું. ને કેવળ વાક્શાસ્ત્રની કસરતને આપણે કેળવણીનું નામ આપતા હતા. આને લીધે એક પ્રકારનું વિષમ માનસ એ ભણનારામાં ઘડાતું હતું.

આવી રીતે ભણેલા માણસને કોઈ એમ કહે કે અમે આવો નિર્ણય કર્યો છે કે તમારી આંખને પાટા બાંધવા તો એ કહેવાનો કે આ તો જુલમ છે. મારે કુદરતમાં પીવાં રંગો—આકાશમાં રહેલ તે શું જોવાના જ નહી ? મારે શું વાર્તાઓ, છાપાં, વાચવાના જ નહી ? અને કોઈ એમ કહે કે તમારા કાન બંધ કરવામાં આવશે તો એ ત્રાસી ઊઠી કહેવાનો કે આ જુલમ કઈ બાતનો ? શું મારે આ પંખીનો કલરવ, કોયલનું કૂજન સાંભળવાનું જ નહીં ? આવું થાય તો તે જરૂર બળવો કરે પણ એને જ જો એમ કહેવામાં આવે કે તમારે કાંઈ હાથપગની મહેનત કરવાની નથી તો તો એ રાજી થઈને કહેવાનો કે હાશ ! કાશ ગઈ. એને એમ વિચાર સુદ્ધાં પણ નહીં આવે કે હાથપગ નહી હલાવીને એને પોતાને જ કેટલાક જ્ઞાનથી વંચિત રહેવાનું બને છે. હાથપગ હલાવવા તે એને ત્રાસરૂપ લાગે છે.

શું આ કુદરતી રીતે બંધ બેસતું છે ખરું ? બાળક નાનપણથી પ્રવૃત્તિશીલ હોય છે એની પ્રવૃત્તિ કરવાની શક્તિથી એ કલાકો સુધી હાથપગ હલાવે છે, તે સાબિતી છે. બાળકો હાથપગ હલાવ્યા વગર લગભગ રહી જ શકતા નથી. એઅને પેલા કાના બાળકને જેમના મલકે ગરની રાગ પર હાથી ગણાવી દીધો હતો. આ પ્રવૃત્તિના

ઝરાસરખું બાળક શાળામાં દાખલ થાય છે કે તરત જ પહેલવહેલું સાંભળવા મળે 'અદબ-પલાંઠી વાળીને બેસી જાવ.' હાથપગ હલાવ્યા વિના કલાકો સુધી બેસી રહેવાનું આ પતંગિયા જેવાં બાળકોને શરૂઆતમાં ભારે કઠણ લાગે છે એટલે પછી કરે છે-ધીંકાધીંકી ને ધીંધાટ.

બાળક આ રીતે એક દિવસ, બે દિવસ, મહિનો-બે મહિના નહીં પણ શાળામાં પૂરું ભણવાનું દુર્ભાગ્ય લખાયું હોય તો પૂરા ૧૧ થી ૧૮ વર્ષ કાઢે છે ને પછી એ ભણીને નીકળે છે ત્યારે બદલાઇ ગયું હોય છે. એ બનેલો હોય છે ભણેલો માણસ, જેના હાથપગ લાંબા અભ્યાસે જડ બની ગયા હોય છે અને મન આરામ-પ્રિય બન્યું હોય છે. હાથપગ હલાવ્યા વિના રળવાની ક્રિયા એ જ જાણે ભણતરનું નિશાન બની જાય છે. આને પરિણામે સમાજમાં એ ભારરૂપ નીવડે છે એમ જ નથી; પણ પોતે શ્રમ કરી-કોઇ વસ્તુ પેદા કરી નથી ને વાપરવાની તો આદત છે, એટલે ઉડાઉપણાની આદત સહેજે લાગે છે. જેને ઉત્પન્ન કરવામાં કેડ વાળવી પડે છે, તે શ્રમની પવિત્રતા સમજે છે. તેને માટે તો ઉડાઉગીરી ગુણ બની નથી જતી. પણ જેને વગર મહેનતે મળે છે તેને માટે ઉડાઉગીરી તે જ સંસ્કારિતાનું નિશાન બની જાય છે.

હું એકવાર ખટારામાં જતો હતો. ખટારામાં એક ભરવાડની કન્યા હતી. તેનાથી હાંડો નીચે ઉતારતાં થોડું દૂધ ઢોળાઇ ગયું, તરત નીચી નમી-દૂધ લઇ આંખે અડાડયું જાણે દૂધની પોતે ભારે ગુનેગાર હોય તેમ તેનું મોં લેવાઇ ગયું. તે ભરવાડની છોકરીને મન દૂધ એ પવિત્ર વસ્તુ હતી. કારણ કે એ કેટલાએ કલાકોના શ્રમ પછી ગાયે ઘાસ ખાઇને દૂધ આપ્યું. ને માનવીનો શ્રમ કેમ વેડફી શકાય? મારી બાજુમાં દ્રવ્ય વિદ્યા ભણતા એક બે યુવકો હતા. બે કલાકના રસ્તા

દરમિયાન તેમણે એક સીગારેટ પૂરી કરી હતી, ને આખે રસ્તે વ્યાજબી સમાજરચના કેમ થાય તેની ગરમાગરમ ચર્ચા કરતા હતા.

આપણે આપણું રાજતંત્ર ને ધ્વજ બદલ્યો છે. પણ આપણી કેળવણી ન બદલીએ ત્યા સુધી કોઇ સંગીન કામ કરી શકીએ તે શક્ય નથી. આપણે અંગ્રેજોને વિદાય કર્યા કારણ કે તેઓ દેશની આમ જનતા પર બોજારૂપ હતા. તેઓ આપતા હતા નહિવત્ ને લેતા હતા વધારે પણ અંગ્રેજોને વિદાય આપી છે છતાં એમના સિદ્ધાંતને આપણે જાણે ચાલુ રાખ્યો છે. શાળાઓમાંથી કામ કર્યા સિવાય વધારે રળવાની મનોદશાવાળા નાગરિકોને આપણે તૈયાર કર્યા જ કરીએ છીએ, જાણે કે એક કાંટાની વાડ કાપી નાખી છે, પણ કાંટા ઉગાડવાનું કામ તો ચાલુ રહ્યું છે.

આને પરિણામે સમાજમા જાણે બે વિભાગો પડી ગયા છે. એક બાજુ બુદ્ધિજીવી વર્ગ—જેમની પાસે હાથપગ હલાવવાની આવડત નથી—છતા વધુ ખરચ કરવાની આવડત તો છે. ને બીજી બાજુ અસંખ્ય શ્રમજીવીઓ—જેમા પરંપરાગત સંસ્કારિતાનાં બીજ છે, પણ આ યુગને અનુરૂપ ચાતુર્ય નથી. જાણે સમગ્ર સમાજ જરાસંધના બે ફાડિયાંની જેમ વિખૂટો પડી ગયો છે, ને બેઉ ફાડિયાની વચ્ચે ઊભી છે કેળવણીની મોટી આડશ. આપણે જો સામાજિક એકતાનો અનુભવ કરવો હોય તો પાયાની કેળવણી જેવો બીજો ઉત્તમ ઉપાય નથી.

જરાસંધના બે ફાડિયાંની વાત જે કાળની છે તે જ કાળની એક બીજી વાત પણ સાંભળતા આવ્યા છીએ. તે છે કૃષ્ણ–સુદામાની મૈત્રીની. આ મૈત્રીનો તાતણો બંધાયો હતો લાકડા ફાડતાં, ગાયો ચારતા. રાજસિંહાસનનો ઝળહળાટ પણ આ સામૂહિક સહકારી શ્રમ કરતા કરતા જે મૈત્રીસંસ્કારો બંધાયા તેને ઝાંખા ન બનાવી શક્યો આજે જરાસંધના બે ફાડિયા જેવા સમાજને આવી મૈત્રી વડે આપણે સાંધવાનો છે.

પાયાની કેળવણીમાં જેમ સમાજોપયોગી શ્રમ મહત્ત્વનું અંગ છે તેવું જ મહત્ત્વનું અંગ આ શ્રમ કે સામાજિક પ્રવૃત્તિનો અન્ય જ્ઞાન જોડે અનુબંધ કરવો તે છે, આ બન્ને જ્યા હોય ત્યાં જ પાયાની કેળવણી કહેવાય. જેને આપણે સ્થૂળ પ્રવૃત્તિ કહીએ છીએ તેની સાથેસાથ તે જ ક્ષણે આપણા મનમાં બે પ્રક્રિયા ચાલતી હોય છે. એક હોય છે લાગણીની ને બીજી હોય છે બૌદ્ધિક. આપણે એ કામ ઓછે અથવા વધારે અંશે, ઓછી મહેનતે, ઓછા ખરચે ને ઝાઝું થાય તેવી તરકીબ કે ઉપાય શોધતા હોઇએ છીએ. આ બુદ્ધિનુ કામ છે. ને સાથેસાથ એ શ્રમ તરફ ભાવ અથવા અભાવ પણ કેળવતા હોઇએ છીએ કોઇ પણ સ્થૂળ કર્મ આ બે પ્રકારની માનસિક પ્રક્રિયાઓ વગરનું હોતું નથી. સો ટકા સ્થૂલ-જડ કર્મ હોતું નથી. ગીતાની પરિભાષામા કહીએ તો કર્મની સાથે જ જ્ઞાન અને ભક્તિ જોડાયેલા છે. પણ સામાન્ય રીતે માણસો પોતાના સ્થૂલ કર્મની જ્ઞાનવિષયક બાજુ કે તેની ભાવવિષયક બાજુ ખાસપણે વિચારતા કે તપાસતા નથી જાગૃતપણે દરેક કર્મની જ્ઞાન ને ભાવવિષયક બાજુનું તે કર્મ સાથે સંધાન કરવાનું કામ તે જ અનુબંધ.

આપણે ને વિશ્વ એવી રીતે સંકળાયેલા છીએ કે વિશાળ સરોવરમા પડેલ કાકરાની અસર જેમ છેક સામે કાંઠે થાય છે તેમ જ આપણા દરેક સારા કે બુરા કર્મનો ધક્કો આ વિશ્વમા બીજે છેડે લાગે છે.

હું એકલો મારા કર્મનો બદલો ભોગવીશ તે ખોટું છે, પણ આપણે તે જાણતા નથી એટલે મિથ્યા અહંભાવને પરિણામે કેટલીએ ગૂચો આપણે ઊભી કરીએ છીએ.

જે ખેડૂત લડાઇના સમયમાં રાઇના ભાવ ચડી જતા રાજી થાય તે અનુબંધ વગરના શિક્ષણનું પરિણામ છે. કારણ કે તેને ખબર નથી કે આ રાઇના તેલનો ઝેરી વાયુ કે બોમ્બમા ઉપયોગ થશે.

જે ઘરાક આવે તગીઓ બેસી જતાં રાજી થાય તેને ખબર નથી કે મારો લાભ છે તે અનેક ઉત્પાદકોનું નુકશાન છે; બાળક તેના ઘડતરના વર્ષોમાં એક વસ્તુ શીખતું હોય છે, ને તે સંયોજન. તે પહેલવહેલાં અવતરે છે ત્યારે તેનું મુખ્ય કામ મગજની મદદવડે પોતાના હાથપગ, આંખનું સંયોજન કરવાનું હોય છે. એક એક વસ્તુના અલગ પરિચયને તે સંકળાતું જાય છે.

પણ શાળામાં આવ્યા પછી તે એક નવું દૃશ્ય જુએ છે. ઇતિહાસ ને ભૂગોળ જુદા છે, ભાષા ને ગણિત જુદા છે; વિજ્ઞાન ને પદાર્થપાઠ જુદા છે ને જીવન ને ભણતર જુદા છે. આ બધા જ વિષયો એકબીજા સાથે સંકળાએલા છે ને તે એ બધા પાછા મનુષ્ય જીવન સાથે સંકળાએલા છે તેની તેને પગલે પગલે પ્રતીતિ થવી જોઇએ, તેને બદલે આછી ઝાંખી પણ થતી નથી આને લીધે ભાગલાવાદી માનસને ઉત્તેજન મળે છે.

જીવન પહેલેથી જ એકરસ હતું જ. આપણે કાર્બોનીક એસીડ ગેસ કાઢીએ છીએ ને વૃક્ષો તે લઇ તેમાંનો ઝેરી કાર્બન પચાવી આપણને ઓક્સીજન પાછો આપે છે આ યુગોથી ચાલે છે. વનસ્પતિસૃષ્ટિ જે આપણું ઝેર છે તે લે છે ને અમૃત આપે છે. આપણે તેને જોઇએ છે તે બહાર કાઢીએ છીએ પરિણામે એક પ્રકારની સમતુલા વિશ્વમાં જળવાઇ રહે છે. પણ આ રહસ્ય કેટલા જાણે છે ને કેટલા એની અદબનો ભાવ અનુભવે છે? ઝાડો કાપતી વખતે કોને આનો ખ્યાલ આવે છે?

આમ વિશ્વ તો પહેલેથી જ પરસ્પર સાથે જ સંકળાયેલું હતું. તે પણ છેલ્લા બે સૈકાથી વિજ્ઞાનને પ્રતાપે દેશો સાવ પાડોશી બની ગયા છે. દુનિયા પરસ્પરાવલંબી બની ગઇ છે ને છતાં એ કેળવણીમાં સહકારિતા ને અનુબંધને બદલે વ્યક્તિભાવ ને વિખવાદ જ શીખવ્યા કરાય છે.

વિશ્વમાં સુખદુ:ખોને નિવારવા માટે ઘણી દિશામાંથી કોશીશ થઇ છે ને થાય છે સારા રાજ્ય તંત્રદ્વારા ઉકેલવાના પ્રયત્નો થાય છે. નીતિ, ધર્મના દ્વારા ઉકેલવાની કોશીશ થાય છે. આ ત્રણે ગ્મતા અજમાવાયા છે, તેનાં પરિણામો પણ આપણી પાસે છે. હવે એક પ્રયોગ બાકી રહ્યો છે, ને તે સાચી કેળવણી દ્વારા આ વિશ્વનાં સુખદુ:ખોનો નિકાલ કરવાનો. પાયાની કેળવણીનો વિચાર આ સાચી કેળવણીની શોધમાથી જન્મ્યો છે. એ કહે છે કે વિદ્યા કોઇ સામાજિક પ્રવૃત્તિ કે સમાજોપયોગી શ્રમ દ્વારા મળવી જોઇએ, ને તે પ્રવૃત્તિનો કે શ્રમનો જ્ઞાન ને ભાવભક્તિ સાથેનો સંગમ થવો જોઇએ.

આવા ત્રિવેણી સંગમમા જે નહાય તેના શરીર ને મનનો મેલ ધોવાય તેવી તેના પ્રણેતાને શ્રદ્ધા હતી ને અમારા જેવા જે તે દિશામા નાની નાની પગલીઓ પાડી રહ્યા છીએ તેમનો અનુભવ પણ આ શ્રદ્ધાને સાચી ઠરાવે છે.

આંબલામા નાનાભાઇની છાયામાં એ દિશાનો પ્રયોગ કરતા અમને બાર વર્ષ થયા છે. બાળકોની હઠ, બાળકોના તોફાનો, બાળકોની મારકણી વૃત્તિ, બાળકોના ચોરીની વૃત્તિ, બાળકોની અસામાજિક પ્રવૃત્તિ આ બધાને દૂર કરવામા ઉપર કહી તે પ્રકારની કેળવણીએ ઘણુ મોટું કામ કર્યું છે. એમ કહીએ કે કોઇ ગંભીર કોયડા કે સમસ્યા અમારે ત્યા ઊભા થયા નથી તો પણ ચાલે. આનું અમને એક જ કારણ દેખાય છે: બાળકો સહેતુક, સામુહિક, સહકારી, સર્જક પ્રવૃત્તિમા રોકાયેલાં છે. તેઓ ગાયો દોવે છે, વાઢ પીને છે, શાકભાજી ઉગાડે છે, ઉતારે છે, માન વાછરડાની ચિંતાપૂર્વક ચાકરી કરે છે, પતંગિયા પાળે છે, બીડમા ગાયો ચારવા જાય છે ને એ બધી પ્રવૃત્તિઓ પાછળનું વિજ્ઞાન ને કાવ્ય સમજે તેવી રીતે અભ્યાસક્રમ ગોઠવાયો છે. ને આ બધું અનુભવતા અનુભવતાં કલાકનો સવાથી દોઢ આનો મહેરાણ મેળવે છે.

જો કે પાયાની કેળવણીનો મુખ્ય હેતુ બાળકોને જ યોગ્ય રીતે કેળવવાનો છે છતાં તેનું એક આનુષંગિક પરિણામ આ ઉત્પાદન છે. અને એ ઉત્પાદનનો આંક આ દેશમાં ગણતરી કરવા લાયક છે દેશ આજે જ્યારે અન્નવસ્ત્ર ને રહેઠાણની તંગી વચ્ચે જીવી રહ્યો છે ત્યારે એનાં નાનાં બાળકો કુવાલો બનાવે, કાંટા પાડે, શાકભાજી ઉત્પન્ન કરે ને દેશના મોટામાં મોટા માણસો પણ પોતાનાં બાળકોએ ઉત્પાદનમાં આપેલ આ ભાગ્યો તૂટ્યો ફાળો માથે ચડાવી યત્નાર્થ પરિશ્રમની હીનચાલને વેમ આપે તો એ નાનીસૂની વાત નહિ બને જો મુખ્ય મંત્રીવના ટેબલ પર તેના રાજ્યની શાળાના વિદ્યાર્થીઓએ બનાવેલું ટેબલ કહેવાય હોય, તેના ખિસ્સામાં તેમનો વણેલો રૂમાલ હોય, ટેબલ નીચે તેમણે ગુથેલ કચરા ટોપલીઓ હોય તો તે દૃશ્ય કેટલું રૂડું લાગે? દરેક બાપ પોતાની દીકરીના હાથની બનાવેલી વાંકીચૂંકી ભાખરી ખાવામાં આનંદ નથી લેતો? ને શું એ બાળકી કાયમ વાંકીચૂંકી ભાખરી જ બનાવવાની છે?

આમ થશે જ અને થવું જોઈએ તો જ દેશની સાથે દેશનાં બાળકોના આત્માનો અનુબંધ થશે, ને દેશનો આત્મા દેશનાં બાળકો સાથે સંબદ્ધ થશે, તે પહેલેથી સંસ્કાર મેળવશે કે આપણે આ દેશમાં એક સહકારી-અહિંસક સંસ્કૃતિનું નિર્માણ કરી રહ્યા છીએ

પ્રખ્યાત જર્મન સેનાપતિ વૉન મોલ્ટકે જ્યારે ફ્રેંચોને મેદાનના મેદાન પર હરાવ્યા ત્યારે તેણે કહેલું કે અહીં જર્મન શિક્ષકે ફ્રેંચોને હરાવેલ છે–જર્મન સૈન્યે નહિ આપણી સામે પણ દેશના ત્રણ દુશ્મનો છે અજ્ઞાન, અનારોગ્ય ને ગરીબાઈ, આને પણ આપણા શિક્ષકે જ હરાવવા પડશે પાયાની કેળવણી એ કામ ઉપાડી લેવા તૈયાર ઊભી છે.*

*ઑલ ઇન્ડિયા રેડિયો—અમદાવાદના સૌજન્યથી.

(૪)

# નઈ તાલીમ વિષે કેટલાક વિચારણીય મુદ્દાઓ

જો કે બુનિયાદી તાલીમ એ આપણા દેશ માટે જ નહીં પણ લોકશાહી તંત્ર ઇચ્છતા હરકોઇ દેશ માટે સુયોગ્ય તાલીમ છે, તોપણ આપણા જ દેશમા ગાંધીજીની આ ભેટની આવશ્યક કદર પણ થઇ નથી તેના બે કારણો દેખાય છે.

(૧) શહેરવાળા એમ માને છે કે આ તાલીમને પરિણામે ભણનાર ઓછુ ભણી શકશે જેટલો સમય ઉદ્યોગમા જશે તેટલો બૌદ્ધિક ભણતરમાથી કપાશે.

(૨) ગામડાવાળા જમાનાજૂની રસમ મુજબ શહેરને અનુલક્ષીને ના પાડે છે. તેઓ કહે શહેરવાળા જે કરતા હશે તે વધારે વિચાર-પૂર્વકનું હશે. કેટલાક અતિશંકાશીલો તો એમ પણ કહે છે કે આ શ્રમપ્રધાન કેળવણી આપીને અમને મહેનતમા ને મહેનતમા પૂરી રાખવા છે, પઠાત ને પઠાત રાખવા છે.

આ બંને વિરોધોનું મૂળ શોધીને તેના સંતોષકારક જવાબો અને અમલી કાર્યક્રમો–કાર્યપદ્ધતિ ઊભા કરવા જોઇએ.

ગામડાં કે શહેર ગમે તેને નઈ તાલીમ અંગે પડેલા એ વાત સાફ કરીને સમજાવવી પડશે કે નઈ તાલીમ એ કેળવણીનો અદ્યતન સિદ્ધાંત છે માત્ર અમુક વર્ગ કે અમુક દેશની અમુક સમય માટેની ઊભી થયેલી માત્ર જરૂરિયાત નથી

કેળવણીનો સિદ્ધાંત છે એટલે કે તેના દ્વારા કેળવાનારના આંતરિક ગુણોનો વધારે સારો વિકાસ થાય છે એટલે જ એ સર્વકાલીન સિદ્ધાંત છે

આ સિદ્ધાંતને સાદી રીતે આમ મૂકી શકાય

૧ માણસને જ્ઞાન મેળવવાના દરવાજો કેવળ મગજ નથી, પણ બધી ઇન્દ્રિયો એના માટેના દરવાજા છે આ સિદ્ધાંત ભુલાઈ જવાથી શિક્ષણમાં વધારે સમય જાય છે ને વધારે શક્તિ ખરચાય છે નઈ તાલીમ જ્યારે કાંઈક ઉપયોગી સર્જનાત્મક ક્રિયા દ્વારા તાલીમ આપવાની વાત કરે છે ત્યારે કેળવણી માટે મગજ (સ્મૃતિ) સિવાયના બીજા દરવાજા પણ ખોલવા માટે તેમ જ કરે છે આંધળાઓ આંખ જતાં કેટલું ખૂએ છે તે જાણીતી વાત છે પણ કેવળ સ્મૃતિ દ્વારા અપાતી ચાલુ કેળવણી તેના લેનારની બાકીની બધી ઇન્દ્રિયો બંધ રાખે છે એ કેવી કરુણ હકીકત છે?

નઈ તાલીમ આ સિદ્ધાંત ઉપર ઊભી હોવાથી તેમાં કેળવાયેલ માણસ જૂની તાલીમ કરતાં વધારે બુદ્ધિશાળી વધારે [illegible] વધારે [illegible] ઊંચી કોટીનો આયોજક નીવડવાનો

૨ નઈ તાલીમ પાછળનો પૂરક એવું એક બીજું કારણ [illegible] આજનું [illegible] (education) નક્કી થયું છે તે છે આને પણ આપણે [illegible] થી દૂર કરવું જોઈએ સ્મૃતિની [illegible] માટે આજે બાળપણનાં સ્વાભાવિક [illegible] [illegible] મગજના [illegible] ઉપર [illegible] [illegible]

યાદદાસ્ત કે વિગતના સંગ્રહ પર ભાર દેવાની વાત વીતી જતા યુગની છે.

નવા યુગની પ્રમુખ માગ તો વ્યક્તિ સામાજિક અને અને સમાજ સુસંવાદી (Harmonious) બને તે છે. નઇ તાલીમનું મુખ્ય વાહન સમાજોપયોગી સર્જક પ્રવૃત્તિ છે. એટલે તેમા દરેક વ્યક્તિ સહકાર તો આપશે જ પણ તે પ્રવૃત્તિ તેનું પોતાનું ઇચ્છેલું સર્જન પણ હશે. એટલે દરેકની સર્જનેચ્છા સંતોષાતા સુમવાદિતા પણ વધશે. આવી ઉપયોગી સર્જક પ્રવૃત્તિ તરીકે શરૂઆતના વર્ષોમા દેશનો રાષ્ટ્રવ્યાપી ઉદ્યોગ હોય તેને પસંદગી આપવી જોઇએ. રાષ્ટ્રવ્યાપી હશે એટલે તે કરનાર દરેક વ્યક્તિને પણ તે ઉપયોગી હશે અને છતાં તે દ્વારા તે કરનારનું અનુસંધાન કુમળી વયથી જ રાષ્ટ્ર સાથે પણ થશે એટલે દેશભક્તિ કોરી વાત નહી રહે.

આ દષ્ટિએ આપણા દેશમા વસ્ત્રવિદ્યા અને ખેતી એ મુખ્ય ઉદ્યોગો ગણવા જોઇએ. પહેલા પાચ વર્ષમા વસ્ત્રવિદ્યા મુખ્ય અને બાગાયત ગૌણ રહે અને ૬–૭–૮ ધોરણમા બાળકની મનોવૃત્તિ પ્રમાણે એમાથી ગમે તે એક મુખ્ય અને બીજો ગૌણ રહી શકે. મોટા ભાગને માટે ખેતી મુખ્ય બને તે ઇચ્છનીય છે. કારણ કે આપણે તે પાયાના ઉદ્યોગનું ઉત્પાદન વૈજ્ઞાનિક રીતે વધારવા માગીએ છીએ. અને તે ઉમરે બાળક ખેતીના ઓજારો વાપરી શકે તેવો પણ થયો હશે.

૩. નઇ તાલીમ સામેના પૂર્વગ્રહોના કારણોમા ત્રીજું કારણ તેનો પોતાનો પણ કેટલોક વધારે પડતો દાવો છે. હરકોઇ મિશનરી હિલચાલમા એમ બને તેમા કશી નવાઇ નથી. મિશનરીઓ અતિઉત્સાહી હોય જ છે.

તેવો એક દાવો ઉદ્યોગના ઉત્પાદનમાથી સ્વાવલંબનનો છે.

વસ્તુતઃ સ્વાવલંબન એટલે વિદ્યાર્થી પોતાનાથી બને તેવાં કામો બીજા પાસે કરાવવાની ટેવ ન પાડે તેનો હોય તો તે વ્યાજબી છે, અથવા તો જે કાંઇ ઉત્પન્ન કરે તે વિચારપૂર્વક ક્રમમાં ક્રમ બગાડયી કરે તેમ હોય તે પણ જરૂરી છે. પણ એક એવી અપેક્ષા ઊભી કરવામાં આવી કે (જે કોઇ સ્થળે પૂર્ણ કરવામાં આવી નથી) નઇ તાલીમ તો જ કહેવાય કે જો તેમાંથી શિક્ષકનું ખર્ચ નીકળે.

નઇ તાલીમને ન સમજવાની મનોદશા ઊભી કરવામાં આના ટાણાકટાણાના ગાયને ફાળો આપ્યો છે.

વસ્તુતઃ આ સવાલ શિક્ષણનો નથી; રાજનીતિ અને અર્થનીતિનો છે. થઇ પણ શકે અને ન પણ થઇ શકે. રાજ્ય માલની વધારે કિંમત આપી લઇ લે તો થઇ શકે, નહીંતર ન થઇ શકે. પણ માલની કિંમત ૨૦ રૂપિયા મળે કે ૫ રૂપિયા મળે તેની સાથે શિક્ષણશાસ્ત્રને કાંઇ સબંધ નથી. માલ ઉપયોગી હતો, સારી રીતે તૈયાર થયો, અને સમજપૂર્વક તૈયાર થયો હોય તો કેળવણી થઇ છે; ને ત્યાં શિક્ષકનું કામ પૂરું થાય છે.

વસ્તુતઃ સામાન્ય સમજથી પણ એ ખ્યાલ આવી જાય છે કે ૮ થી ૯ કલાક કામ કરીને પણ એક મજૂર પોતાનું ખર્ચ કાઢી શકતો ન હોય તેવી અવિવેકી અર્થરચનામાં ૧॥ કે ૨॥ કલાક કામ કરનાર છોકરો પોતાનું ખર્ચ ન જ કાઢી શકે.

પણ તેનો અર્થ એવો પણ નથી થતો કે ન જ કાઢી શકે; સંખ્યા પૂરતી જ હોય અને રાજ્ય યોગ્ય ભાવો આપે તો બની પણ શકે; પરંતુ તેથી કેળવણીવિષયક કિંમત વધતી કે ઘટતી નથી. એ પ્રશ્ન અર્થશાસ્ત્રીઓ અને રાજનીતિજ્ઞોએ પતાવવાનો છે.

શિક્ષક તો આટલું જ જુએ કે (૧) બાળક માટે તે સમાજો-પયોગી પ્રવૃત્તિ હતી કે નહિ? (૨) તેનો જીવનનાં બીજાં અંગો

સાથેનો સંબંધ સમજાવાયો હતો ?

૪. નઇ તાલીમ લોકપ્રિય નથી થતી તેનું એક ચોથું કારણ એ પણ છે કે રાજ્ય એ તાલીમ પામેલાને બીજાનાં કરતાં પહેલાં પસંદ કરવામાં આવશે તે સ્પષ્ટ કરતું નથી. સામાજિક દૃષ્ટિએ કે લોકશાહીની દૃષ્ટિએ તેમાં તૈયાર થયેલો માણસ લોકશાહી માટે વધારે અભિમુખ ને તૈયાર હશે. તેણે સમાજોપયોગી કામ કરીને સમાજને વધારે ભક્તિ અર્પણ કરી હશે. તે કારણ તો છે જ.

પણ આવા તાલીમીને જૂની તાલીમમાં પસાર થયેલા કરતાં વધારે પ્રતિષ્ઠા આપવાનું મુખ્ય કારણ તેની સ્વતઃ જ વિશેષ લાયકાત હશે તે હોવું જોઇએ.

રાજ્ય પાસે પહેલાં આ નિર્ણય કરાવવો જોઇએ. અને તે પણ એ સ્પષ્ટતા સાથે કે એમાં પક્ષપાત નથી પણ ન્યાય છે.

નઇ તાલીમ સામેના પૂર્વગ્રહો દૂર કરવા એક બીજું પણ કરવું જોઇએ. તેને પક્ષાતીત–રાષ્ટ્રીય કાર્યક્રમ તરીકે મૂકવી જોઇએ. ગમે તે પક્ષ સત્તા પર આવે તો પણ સારી રેલવેલાઇનો, સારી નહેરો કે સારી વીજળી યોજના સૌને માટે સારી જ રહેવાની છે તેમ ગમે તે પક્ષ સત્તા પર આવે પણ લોકશાહીમાં તેઓને તંદુરસ્ત, ચપળ, સહકારી મનોવૃત્તિવાળો ને છતાં વિકસિત વ્યક્તિત્વવાળો નાગરિક જોઇશે. ભાંગી ગયેલાં હાથપગવાળાં અને ચીલામાં દોડનારાં માણસો લોકશાહી રાજ્યને બોજારૂપ નીવડશે.

૫. નઈ તાલીમ સામે પૂર્વગ્રહ બંધાવાનું પાંચમું કારણ એ છે કે તાલીમનું વાહન ઉદ્યોગ–પ્રકૃતિને સમાજ છે તેમ જોરપૂર્વક કહેવાતું નથી. શરૂઆતમાં 'ઉદ્યોગ મારફત કેળવણીનું સૂત્ર પ્રચલિત થયું; પછી 'આ ત્રણે મારફત કેળવણી' એમ સુધારાયું. પણ અતિ આગ્રહીઓ હજુ પણ ઉદ્યોગ મારફત સમગ્ર કેળવણીની વાત

છોડી શકતા નથી. ઉદ્યોગ બોલતી વખતે પણ નજર સામે એકએ ઉદ્યોગો જ હોય છે. વસ્તુત કોઈક રાષ્ટ્રવ્યાપી પરિશ્રમયજ્ઞ અભ્યાસ-કાળ દરમિયાન જ શા માટે. પણ ઇન્દ્રિયો ચાલે ત્યાં સુધી રોજ અમુક સમય માટે કરવો જ જોઈએ કર્મયોગી માટે તે પ્રાર્થના છે પણ તેનો અર્થ બધા તબક્કા માટે શિક્ષણનું વાહન એક જ છે તેમ નથી. ઇન્દ્રિયોની કેળવણી પૂરી થયા પછી ઇન્દ્રિયોને સ્ફૂર્તિવાન બનાવે અને સૌની સાથે તેમનું અનુસંધાન કરાવે તેના ઉપયોગને સ્થાન છેવટ સુધી કેળવણીની દૃષ્ટિએ છે. પણ જેમ જેમ પરોક્ષ-દૃષ્ટિ પરોક્ષ ભાવના વિકસતી જાય તેમ તેમ સમાજોપયોગી દૃષ્ટિએ ઇતિહાસ, સમાજશાસ્ત્ર, અર્થશાસ્ત્ર, વિજ્ઞાન વગેરે બધા વિષયોનું અધ્યયન અને ચિંતન શિક્ષણના કેન્દ્રો થઈ શકે. માત્ર તે અધ્યયન જીવનને સ્પર્શતા કોઈ પ્રશ્નની આજુબાજુ થવું જોઈએ.

તેવી જ રીતે અનુબંધની તાણાતાણ હદ બહાર ન કરવી જોઈએ. નહીંતર એ પણ કર્મકાંડી જેવું થઈ જશે. દરેક અધ્યયન વ્યાપક સમાજજીવનનો ખ્યાલ રાખીને, આપણામાંથી પણ જે પાછળ રહી ગયા છે તેને નજરમાં રાખીને કરવાય તે મુખ્ય અને સમવાય અનુબંધ. તે પછીના યોગ અનુગનો ભણાવનાર ને ભણનારની શક્તિ મુજબ થયા કરશે તેમ આશા રાખી મોકળાશ આપવી

મુખ્ય વસ્તુ જે જૂની કેળવણી છે તેને એક વાર હઠાવવાની છે નઈ તાલીમના ઝીણા શાસ્ત્રાર્થમાં જૂની કેળવણીનું આયુષ્ય વધે જાય તો નઈ તાલીમનું હાર્દ આપણે સમજ્યા નથી તેમ ગણાશે. નઈ તાલીમની દૃષ્ટિએ જે છેલ્લી કક્ષાની શાળા છે તે જૂની તાલીમના પ્રથમ કક્ષાની શાળા કરતા પણ ઉત્તમ છે તેમ માની વ્યાપક દૃષ્ટિના કાર્યક્રમનો વિચાર કરવો જોઈએ.

રાજ્યની દૃષ્ટિએ જૂની તાલીમ જેમાં ઉત્પાદક શ્રમ તરફ અભિરુચિ કેળવાતી જ નથી તે વધારે જોખમી ગણાવી જોઇએ, કારણ કે ફરજિયાત કેળવણી જો આ પ્રકારની ચાલુ રહેશે તો દસ વર્ષને અંતે જે ખધા ભણ્યા હશે તે **કમમાં કમ અને વધુમાં વધુ દામ માગતા હશે,** જે આપવાનું આપણી ગરીબ લોકશાહીનું તો શું પણ કોઇ પણ લોકશાહીનું ગજું નથી. એટલે લોકશાહીમાં માનવાવાળા સૌ રાજનીતિજ્ઞો અને નઇ તાલીમ કે નવી કેળવણીમાં માનનારા સૌએ મળીને કાંઇક નિર્ણયાત્મક સર્વસંમત કાર્યક્રમ ઘડી કાઢવો જોઇએ.

આવો કાર્યક્રમ ઘડવામાં જે કેટલીક ગેરસમજણો કે અસ્પષ્ટતા આડે આવે છે તે ઉપર નોંધી છે. તેમાં કાર્યક્રમ ઘડવાનો કે સમજાવવાનો ઇરાદો નથી. પણ કાર્યક્રમમાં પણ શિક્ષણની દૃષ્ટિએ આટલું ધ્યાન દોરવું ઉચિત ગણું છું :

(૧) ગામડાં કરતાં યે શહેરોમાં નઇ તાલીમની વધારે જરૂર છે. કારણ કે ગામડાના બાળકો તો કુદરતી સંજોગોને કારણે જ કંઇક કંઇક ઉપયોગી શ્રમ કરતા હોય છે, અને કુદરત વચ્ચે સક્રિય રીતે જીવતા હોય છે. પણ શહેરનાં બાળકોને તો બિચારાંઓને આ બંનેમાંની એકે તક નથી. એટલે એ રીતે તેમને નઇ તાલીમ પહેલાં અપાવી જોઇએ; જો કે બન્ને સ્થળોએ સાથે જ શરૂ થાય તે ઇષ્ટ છે.

(૨) નઇ તાલીમની સફળતાનો આધાર લોકમત કરતા વધારે શિક્ષક પર છે. આવડતવાળો, સમજુ શિક્ષક હશે તો નઇ તાલીમ જરૂર આગળ વધશે. એટલે પહેલું કામ અધ્યાપનમંદિરોને વ્યવસ્થિત પ્રેરણાનાં સ્થાન બનાવવાનું હોવું જોઇએ. અધ્યાપનમંદિરોની ગંગોત્રીને સંભાળશું તો આપણે ૫૦ ટકા લડત જીતી જશું.

(ઈ) તેનું બીજું કામ સાધન–સરંજામ અને સાહિત્ય તૈયાર કરવાનું કામ છે. નઈ તાલીમ સસ્તી છે તે માન્યતા ભૂલ ભરેલી છે. સસ્તામાં સસ્તી તાલીમ જૂની તાલીમ છે. જેમાં ૫૦–૬૦ વિદ્યાર્થીઓને એક જ રેકર્ડથી ભણાવાય છે. પણ તે તાલીમ જ નથી. નઈ તાલીમ સાધનો, સાહિત્ય બધું માગશે અને તે શિક્ષકોને મળવાં જોઈએ.

## (૫)

# અનુબંધનો એક હેતુ

નઈ તાલીમનું એક મહત્વનું અંગ અનુબંધ છે. કારણ કે યોગ્ય રીતે શિક્ષણ પામેલા માણસમા પોતાના જ્ઞાનનો તાર આ વિશ્વમાં કેવી રીતે વણાઇ ગએલો છે તે જાણવાની શક્તિ હોવી આવશ્યક છે. નહીંતર એને હાથે કાતો જ્ઞાનની હત્યા થાય ને કાતો વિશ્વની. ને છેવટે બંનેની. જે વૈજ્ઞાનિકો આજે પોતાના જ્ઞાનને વિશ્વસંહારના પ્રયોજન માટે વાપરી રહ્યા છે, ને જે અજ્ઞાન ખેડૂત લડાઇમા એોમ્બ માટે રાઈના ભાવ વધી જતા રાઇ વાવી પૈસાદાર થવાની ગણુતરી કરે છે, તે બંનેના મૂળમા આ અનુબંધહીન શિક્ષણ પડેલું છે. વિશ્વમા આપણે ધારીએ છીએ તેવા અસ્પૃષ્ટ નથી. આપણાં નાના લાગતા કાર્યો પણ દુનિયાના બીજા છેડે અસર પહોચાડે છે. મારી ભૂલની સજા કેવળ મને જ મળતી નથી પણ અન્યને પણ ન છૂટકે ભાગીદારી લેવી પડે છે, તેવી જ રીતે મારા સત્કર્મના ફળ કેવળ હું જ નથી ખાવાનો પણ અનેક લોકોને કદાચ ઘણી પેઢીઓ સુધી મળવાના છે, એ વાતની સમજણુનો ખપ આજે જેટલો છે તેટલો આ પૂર્વે કદી પણ નહોતો, કારણ કે જગત એક થતું જાય છે. આ વાત જે શિક્ષણમા વિષયોની સખત વાડાબંધી હોય, ને જ્યાં જીવન અને શિક્ષણ બે છૂટા પડેલા સહો જેવા હોય ત્યા ગળી

મુશ્કેલ છે.' શિક્ષક બાળકને ગમે તેટલું શીખવે કે ઇતિહાસ ને ભૂગોળ અલગ છે, ગણિત અને વિજ્ઞાન અલગ છે, ને શિક્ષણ એ જીવનથી નિરપેક્ષ વસ્તુ છે, તેથી એ વિષયો એકબીજાથી કે જીવનથી છૂટાં પડી જવાનાનથી. જીવન વિસ્તીર્ણ ને જટિલ પાશ વિસ્તારીને પડ્યું જ છે, માત્ર જેને ભાગલા પ્રેમી શિક્ષણ મળ્યું છે તે વિશિષ્ટ મનવાળો મનુષ્ય પછી આ એકાકાર જીવનને જોઈને ગૂંચવાય છે. ઉકેલવાને અશક્ત બનતાં ભાગનાને ઉપાય સમજી જીવનના ટૂકડા કરવા મથે છે.

આકાશ જેમ સર્વવ્યાપી ને બધા જ દેશના બેનરોને બધાં જ પહાડોનાં વનોને ઢાંકે છે, તેમજ જ્ઞાન એ સર્વદેશના સર્વકાળના જીવન જોડે એકરસ થએલું છે, એનો અનુભવ બાળકને એના શિક્ષણ-કાળ દરમિયાન થઇ જવો જોઇએ.

ઇતિહાસ, ભૂગોળ, ગણિત, વિજ્ઞાન, સમાજશાસ્ત્ર, તત્ત્વજ્ઞાન કે અર્થશાસ્ત્ર એ બધા જ જીવન સાથે સંબંધ બાધનારા પુલો છે, ને એ બધાં પુલો પર જીવન પ્રદેશમા જનાર માણસ જા-આવ કરી શકે છે. નવા સેતુબંધ પણ શોધી શકે છે. બાધવાનો કોઇ પ્રશ્ન નથી, કારણ કે જીવનનું એકાદે અંગ જ્ઞાન-પ્રદેશને ન અડતું હોય તેવું છે જ નહી.

વિશ્વશાંતિ કે વિશ્વઐક્ય થતા પહેનાં જ્ઞાન અને જીવન વચ્ચેનો શિક્ષણમા પેઠેલો આ વિગ્રહ શાંત કરવો જોઈ. અનુબંધકારો પાસે આવું મહાન કામ પડ્યું છે.



## (૬)

# અનુબંધનો પાયો ને નિશાન

**નઈ** તાલીમના પ્રમુખ લક્ષણોમાં એક લક્ષણ અનુબંધ પણ છે; કારણ કે આપણું જીવન સાવ સ્વતંત્ર નથી, પૂરા અર્થમાં સ્વાલંબી નથી, આપણે આજુબાજુના સમાજ પર, કુદરતની સહાય ને શુભેચ્છા પર જીવતા હોઈએ છીએ આ કુદરત ને સમાજ સાથે કોઈ ને કોઈ પ્રકારનો સંબંધ આપણા ભૂત ને ભાવિને ઓછેવત્તે અંશે હોય છે. એટલે જીવતી વિદ્યાના એ રીતે ત્રણ પાસાં કહી શકાય. એક તો, તેનું ભણનાર સાથે જોડાયેલું પાસું; બીજું, તેની સામાજિક સારી માઠી અસરો વિષેનું પાસું; ને ત્રીજું, પ્રાકૃતિક બળાબળો પરની અસરનું પાસું.

આ ત્રણે પાસાંનું જ્યારે શિક્ષકને ભાન હોય ત્યારે તેને નઈ તાલીમનો શિક્ષક કહી શકાય.

એક રીતે વાત બહુ નવીન નથી. કોઈ પણ સારો શિક્ષક આ વાત સહેજે સમજતો હોય છે. તે કહેવાનો જ કે શિક્ષણ કે કેળવણી જીવન માટે જ હોય છે ને શિક્ષણનો અભ્યાસક્રમ, સમયપત્રક, કસોટી એ બધું જીવનની સરાણે ચડાવીને જ ચલાવવાનું હોય ને!

વાત સાવ સાચી છે; પણ પ્રાચીનકાળની ઉપનિષત્કથામાં જેમ દૈત્યો, દેવો ને માનવોએ 'દ'નો અર્થ પોતાની રુચિ પ્રમાણે દયા,

દમન ને દાન કર્યાં તેમ જીવનનો અર્થ વ્યક્તિની પોતાની રુચિ મુજબ થતો આવ્યો છે ને દરેક શિક્ષણપ્રથામાં પોતાના માનેલા જીવન સાથે અનુબંધ કરવાની કોશિશ થઇ છે.

દા. ત. આપણે અંગ્રેજોના સમયની શિક્ષણ-પ્રથાને જ લઇએ. તેમાં લેખાં, મુખ્યગણિત. સુલેખન, નામું, શુદ્ધ વિજ્ઞાન ને વ્યાપારી ભૂગોળને મહત્ત્વ હતું. દેશના મહત્ત્વના ધંધા-ખેતીગોપાલન, વસ્ત્રવિદ્યા, ગ્રામોદ્યોગો-વિષે એમાં કશું નહોતું; એટલું જ નહીં પણ શ્રમ પર જીવતા નેવું ટકા સમાજને માટે આવશ્યક જે શરીરશ્રમ, તેનો નહોતો તેમાં ઉલ્લેખ કે નહોતો મહિમા. પણ જે વિષયોનો મહિમા હતો તેને આ વ્યાપારી, કારકુનો, ઉપલા વર્ગના બુદ્ધિશાળીઓ, કારખાનાના માલિકો ને સામ્રાજ્યવાદીઓના જીવનદર્શન સાથે અવશ્ય સંબંધ હતો. એટલે એ શિક્ષણક્રમ કાંઇ જ અનુબંધવિનાનો નહોતો. તેમને હિસાબી ચપળતા, સુંદર અક્ષરો, કયે સ્થળે કયો માલ પેદા થાય છે તેની ભૂગોળ, વ્યાપારી-પ્રતિવ્યાપારી પત્રો, પ્રાયોગિક યંત્રશાસ્ત્ર ને વિજ્ઞાન જરૂરી હતાં ને તે તેમણે ભણાવ્યાં. દુઃખ એટલું જ થાય કે આ બધું તેમણે પોતાનાં સંતાનોને નહીં પણ સમગ્ર પ્રજાનાં સંતાનોને પણ ભણાવ્યું જેમને એ જીવન સાથે કાંઇ સંબંધ નહોતો. પ્રજાને તો સંબંધ હતો ભૂમિ, ગાયો, ને જલસંચય સાથે મુખ્યતઃ પણ તેનો અનુબંધ તેમના શિક્ષણમાં નહોતો; અથવા અનુબંધ તો હતો પણ તે અપ્રાસંગિક હતો.

અનુબંધ તો એક નહીં, અનેક થઇ શકે; પણ તે પ્રાસંગિક હોય; અપ્રાસંગિક પણ હોય; જરૂરી હોય, બિન જરૂરી હોય, મહત્ત્વનો હોય, બિન મહત્ત્વનો હોય; ટૂંકાણમાં શિક્ષણ સાથે બંધબેસતો હોય ને ન પણ હોય.

શૈક્ષણિક અનુબંધ માટે આપણી શરતો તો છે જ.

अ તેણે ભણનાર વિદ્યાર્થીની માનસિક કક્ષા જોવી જોઇએ.

ब તેણે સમાજ પર થતી અસર ને તેના પ્રત્યાઘાતો તરફ અંગુલીનિર્દેશ કરવો જોઇએ.

क તેણે પ્રાકૃતિક બળ કે બળો પર થતી અસર ને તેના પ્રત્યાઘાતો તરફ ધ્યાન દોરવું જોઇએ.

આમાં સૌથી મહત્ત્વની શરત પહેલી છે તે શિક્ષક સમજી જ જશે. સમાજ પર એક અસર જ નથી થતી હોતી ને તેના આઘાત-પ્રત્યાઘાતો પણ એક જ પ્રકારના નથી હોતા. એમાંથી કેટલું બતાવવું ? તેનો ગજ પહેલી શરત છે. બાળક સમજી શકે, રસ લઇ શકે તેટલું. તેટલું જ પ્રાકૃતિક બળો ને તેના સામા પડઘા વિષે; પણ આટલું કહ્યા પછી પણ બાળકની રુચિ જ એક માત્ર કસોટી નીવડી ન શકે; યુગની માગ પણ એક બીજી કસોટી છે.

આ યુગની માગ એ છે કે સામાન્ય માનવીની પ્રતિષ્ઠા સ્થાપિત કરો, નાતજાત દેશદેશના ભેદો ઓછા કરો, સામાજિક ઉપયોગિતાને મહત્ત્વ આપો, માનવ માનવ વચ્ચેના સબંધોને ન્યાયી બનાવો, વિજ્ઞાન, વ્યાપાર, વાહનવ્યવહાર, મુદ્રણકલા ને રેડિયોએ માણસ માણસ વચ્ચેનું ભૌગોલિક અંતર ભાગી નાખ્યું છે. ભૌગોલિક અંતર ગયું છે પણ હૃદયમાં પડેલી ભેદની દીવાલો તેમ ને તેમ ખડી છે. આ દીવાલો ભાગવાનો યુગધર્મ છે. આ યુગધર્મની કસોટીએ અનુબંધ શાસ્ત્રને કસવાનું છે.

એટલે આજનો પ્રશ્ન છે સાસ્કૃતિક સીમાડાને વિસ્તારવાનો. ભૌગોલિક સીમાડા એક થયા છે પણ રાજકીય સીમાડા ઊભા છે ને ત્યા પ્રવેશબંધી ફરમાવતા કાળમુખા તોપખાના ઊભા છે, આર્થિક સીમાડા છે ને નવી નવી જકાતોની દીવાલો રચાતી જાય છે આજના

યુગની માગ આ સીમાડાને ઓછા કરતા જવાની છે, પણ તે તો સ્નેહવિસ્તાર થાય તો જ બની શકે. જે અનુબંધ નિર્દોષ સરલ ને નિખાલસ સ્નેહ વિસ્તારમાં મદદરૂપ તે અનુબંધ ઇચ્છનીય, ને જે તેમાં વિઘ્નરૂપ થાય તે ત્યાજ્ય. અનુબંધની આ યુગની આ કસોટી છે. કબીરે કહ્યું છે—

> પોથી પઢ પંડિત મુએ પંડિત હુઆ ન કોય.
> ઢાઇ અક્ષર પ્રેમકા પઢે સો પંડિત હોય.

અઢી અક્ષરના 'સ્નેહ'ને વિસ્તારનાર પંડિતાઇ આપણું નિશાન છે.

(નવે-૧૯૫૪)

## (૭)

# ધરતીના કેળવનારાઓને

આજે શાળા અમારા હાથમાં આવ્યે બે મહિના થયા. આવતી કાલથી લાણીની રજાઓ પડે છે એટલે અમને થયું કે સૌ માબાપોને બોલાવીએ ને થોડી એકજ ઘરના માણસની જેમ વાતો કરીએ. કારણકે નિશાળ પાછી એક મહિના પછી ઉઘડશે એટલે આ નિમિત્તે તમને સૌને આ નિશાળ વિષે શું લાગે છે તે જો અમે જાણી લઇએ તો અમને ખબર પડે કે અમારે કાંઇ ફેરફાર કરવાનો કે તમને કાંઇ સમજાવવાનું રહે છે કે નહીં. જો કે આ વાત હું કહું છું એટલે તમે એમ કહેવાના કે તમારા ઉપર અમને પૂરો વિશ્વાસ છે ને અમે તમારા કામમાં શું સલાહ દઇએ? આટલા વર્ષે અમારા ઉપર તમારા સૌની આવી જે શ્રદ્ધા છે તે અમારા માટે આનંદ ને ગૌરવની વાત છે. ખાસ કરીને એ શ્રદ્ધા કાચી ને અપતરંગી નથી. તે સારું છે. કારણ કે આજકાલ કરતાં અમને અહીં રહેવા આવ્યે દસકો થયો. દરમિયાન તમે અમને ઘણી રીતે જાણી જોયા છે. ઝીણવટથી અમારું જીવન પાસે રહીને જોયું છે. સારા માઠા કટોકટીના કે ઉલ્લાસના પ્રસંગે તમે અમને નિહાળ્યા છે. ફૂલ પણ નાખ્યા છે ને નિંદા પણ કરી છે. આ બધા ગાળા વટાવ્યા પછી તમારી જે શ્રદ્ધા બેઠી છે તેની કિંમત ન સમજીએ તેવું તો નથી પણ શ્રદ્ધા સારી વસ્તુ હોવા છતાં

તો કાંઇ કહેવાનું ન રહે ને વખત ચૂકો તો ગમે તેટલું કરો તો ભૂલ ન સુધરે. અત્યારે દોઢ વેંતના બાજરા છે. ડૂંડાં કાઢવા માંડ્યા છે. અત્યારે વરસાદ કદાચ આવે તો તેથી શું ખાતરણો ભરાય ? બચે ને પોટલાબંધ વરસે તેથી શું ? એ તો અવસર ચૂક્યા મેહુલા. અમે એ જોઈ રહ્યા છીએ કે બાળકો સંબંધમા આપણા સમાજમા ભણેલા અને અભણ બે અવસર ચૂક્યા મેહુલાના જેવું કરી રહ્યા છે. પરિણામે આપણા હાથમાં ડાગરને બદલે શબરી આવે છે. મારી વાત એ છે કે જેમ તમે ધરતીની ખેડ કરો છો તેમ જ અમે પણ માણસના મનની ખેડ કરવા વાળા છીએ ને જે તમારા નિયમો છે તે જ લગભગ અમારી ખેડના પણ નિયમો છે બાળકનું મન શરૂઆતમા કુંવારી ધરતી જેવું હોય છે કમદાર અને બગુકું પણ બગુકી બે ને પણ ખેડ કરનારાવાળો આળસુ અને મુરખ મળે તો એ બોરડીના ઝાળાથી ઢંકાય જાય. માણસના મનમા પણ ધ્યાન ન રખાય તો બોરડી, દાભડો બધું ઊગે છે. એટલું જ નહી પણ એમા ભરોડાને બખોલો પડી જાય છે. એમા પાર વગરના હિંસક પશુઓ રહેવા માંડે છે ને રસ્તે ચાલનાર પર હુમલા કરે છે. હુ ધારું છું કે તમે આ વાત સમજી શકતા હશો. આપણે ચોરી કરીએ છીએ, ખોટી સાહેદી પૂરીએ છીએ, છીનાળું કરીએ છીએ ઝુલમ કરીએ છીએ તે કયાંથી ? આપણા મનની ગુફામા કામ, ક્રોધ, મદ, લોભ જામી પડ્યા છે. એટલે મૂળે કાંઇ આપણુ મન એવુ નથી એ તો ક્ષીરસાગરમા જેવું છે. દૂધ પોષણ આપી તાજા કરે એવા દૂધનો એ દરિયો છે. પણ ક્ષીર સાગરમા જેમ પહેલા હિરણ્યાક્ષ રહેતો હતો, ને ભગવાને એનો સંહાર કરવો પડ્યો, તેમજ આપણા મનના દરિયામા આ બધા છે, ને એ છે ત્યાં સુધી ભગવાન એમા કેવી રીતે પોતાનો વાસ કરે ? આપણે સાવચેત રહીને એમા કોઇ અસુર પેસીને એને બગાડી ન પાડે તે જોવુ તો જોઇએ ને ?

એ જોતું હોય તો સૌથી પહેલું કામ આપણે એ કરવું જોઇએ કે બાળકના મનમા ખોટા બી ન પડી જાય તેની સાવચેતી રાખવી. ધરની તો બિચારી તમે વાવો તેવું આપે. તમે ગોટલો આપો તો માટી એને સાકર આપશે, ને લીંબડો વાવશો તો કડવાશ આપશે. બન્નેના જવાબદાર તમે છો. ભોગવનાર પણ તમે જ છો.

ને બીજી વાત. સારા બી વાવ્યાં પછી બરાબર સમયે ખાતર પાણી આપવાનાં છે. એમાં ચૂકયા તો બી નાખ્યું બધુંએ એળે જાય છે. આજે મોટા ભાગના બાળકો જાણે લંઘાઇ ગયેલા છોડ જેવા છે અથવા તો બીજી રીતે કહું–બીખાભાઇ કાછમની ખેતી કરે છે. જો એ દાડમડાંને વખતસર પુરતું પાણી પાઇએ તો એને ખુબ પાનાવળ થાય ને પછી ફૂલ આવે. ઉનાળામાં પાણી પુરું ન પડે ત્યારે પાન નથી આવતા. પણ પાનના કાંટા થઇ જાય છે. ઝાડને પાન કાઢવાં પોસાય નહીં કારણ કે પાન જેમ ઝાઝા તેમ પાંદડા વાટે પાણી ઝટ ઊડી જાય. એટલે પાનનાં કાંટા કરી નાખે છે. જીવવું તો જોઇએ. બાળકોનું પણ એજ થાય છે. મનનાં છોડપર પાંદડાં થવા જોઇએ ત્યારે કાંટા થઇ જાય છે. જો એને પાણી મળે તો કાંટાના પાંદડા થઇ જાય.

બાળકો જુઠું બોલે છે; વધારે પડતું ખાય છે, લાલચુ, કજિયાળું, રિસામણું, નીંભર, ચોરટું થાય છે. શા માટે ? એના વિકાસમા જે સમયે જે જોઇએ તે મળતું નથી. એટલે જીવવા સારું આ બધા રસ્તા એને લેવા પડે છે. અટકાવવું ન હોય તો એકજ ઉપાય છે જેમ તમે એની દરવાનું જ્ઞાન પરંપરાથી પૂછીને, સાબ્જાઈને મેળવો છો તેમજ બાળકોનો ઉછેર સમજી લ્યો. આજે બાળકોને આપણે જન્મ આપીએ છીએ, પણ નથી ઓળખતા, નથી મોભમ જોતા, નથી નિદાનણ કરતાં–ગોડખાનરની તો વાત જ શી ? બીજા રોગ કરતા

આપણા દેશમાં બાળકો વધારે મરે છે તેમાં નવાઇ નથી. બાળકો આટલા જીવે છે તેજ નવાઇ છે. એતો બિચારા વાડમાં પડયા વધે છે. એને વધવા માટે થઇને કોઇ ખાસ કાયદા છે તેવું આપણે જાણતાં નથી. મોટાં ભાગના તો એ વાત માનતા પણ દેખાતા નથી. આપણે જેટલી સંભાળ ખેતરના પાકની, એને ખેડનાર બળદની લઇએ છીએ તેનાં દસમાં ભાગની પણ જો બાળકોને, એની જનેતાની લેતા હોઇએ તો આપણો સમાજ ઘણી તકલીફોમાંથી ઉગરી જાય, ઓછામા ઓછું આપણું ઘડપણ સુખે જાય જ. આજે તો ઘણાં ઘરડાં માબાપો એના છોકરા વિરૂદ્ધ ફરિયાદ કરે છે, કે અમારો દિકરો અમારી સંભાળ લેતો નથી. પણ બીજું થાય શું ? જે નિર્બળ છે, અશક્ત છે, કોમળ ચૈતન્ય છે તેની સંભાળ કેમ લેવી જોઇએ તે તો આપણે શીખ્યા નથી. એટલે આપણા સંતાનો કયાથી શીખે ? આપણું ઘડપણ કયાંથી સુધરે ? આપણે તો સ્થૂળ ધન મેળવવા માટે ઘેલા થયા છીએ; પણ સ્થૂલને ભવિષ્યને જે માલિક થવાનું છે તે ચૈતન્ય ધન તરફ વાંકુ વળીને જોવાનો એ આપણો સમય નથી. પછી એ ચૈતન્ય મોટું થઇ કાંતો આપણી જેમજ સ્થૂળ ધનને સર્વસ્વ માની ઘરડાં મા બાપને એમની પાસેથી શીખેલા પદાર્થપાઠ વ્યાજ સાથે પાછો આપે છે, અથવા તો દાઝના માર્યાં જે સ્થૂલ ધને એની પાસેથી માતપિતાનો પ્રેમ ઝૂંટવી લીધો તેને વૈરભાવે ફના-ફાતિયા કરી નાખે છે, પણ જે રીતે જુવો તે રીતે આપણા ઘરમાં સુખ ટકતું નથી. કારણ કે આખરે તો ચૈતન્ય જ છેવટનું ધણી છે. જો સુધરે તો નહીં હોય ત્યાંથી જરૂરી ધન પેદા કરશે પણ એ જો બગડયું તો સ્થૂલ ધન તમે વારસામાં આપશો તો પણ વેડફાઇ જશે. હું એ જાણું છું કે આપણામાના ઘણાને વારસામાં કાંઇક આપી જવા જેવું છે નહીં પણ તેથી કાંઇ એમ સાબિત નહીં થઇ શકે કે આપણે એ સ્થૂલ ધન પાછળ ધમપછાડા કરવાને બદલે જે ચૈતન્ય

આપણા આંગણામાં ખીલી રહ્યું છે તેની ખેડ કરવામાં રસ ધરાવીએ છીએ આપણો રસ આપણાં બાળકોને બદલે બીજે છે તે વાત મને દેખાણી ને એ વાત આપણા માટે ખોજ કરતાં વધારે ખતરનાક છે એ વાત પણ સમજી લેવી જોઈએ શ્રીમંતને ગરીબ બન્નેને આ લાગુ પડે છે. શ્રીમંતો પૈસા અને ફુરસદ હોવા છતાં, આયાઓ ને માસ્તરો ને કંપનીઓ રાખે છે, પણ બહુ ઓછા જાતે આયા કે માસ્તર થવાનું કામ પોતાનું જ છે એમ સ્વીકારે છે

ગામડાના ખેડૂતોની સ્થિતિ એથી અલબત્ત ઉલટી છે, તમારે ગળાબૂડ કામ હોય છે એટલે તમે જાતે પૂરા શિક્ષક ન થઈ શકો તે ઊઘાડી વાત છે પણ એક વાત તો તમે જો આ વાત સમજો તો જરૂર કરી શકો, ને તે એ કે અમે અહીં શું શીખવીએ છીએ ને શા સારુ શીખવીએ છીએ તે અભોગે હોય ત્યારે સમજવા આવો. આજે તો જો ગાય ખૂટે આવી હોય તો બે ગાઉ સારા ખૂટને માટે જાઓ છો ને સારો ખૂટ ન હોય તો વિનાવા દ્યો છો, પણ વારવાર બાળકોને આપો શા માટે આવે છે? માગી શા માટે વધારે ખાય છે? ઊંચાઈ જોઈએ તેટલી કેમ નથી? આ પ્રશ્ન પૂછવા કોઈ આવતું નથી

વાત એવી છે કે કેવળ અમે શિક્ષકો છીએ તેમ નથી તમે તમારા પાડોશીઓ એના મિત્રો સૌ બાળકને શીખવે છે ઘેનર ઘર ચારે દિશાએથી આવતા પવનો જેમ અનેક જાતના બી પવન સાથે લેતા આવે છે ને વેરતા જાય છે તેમ બાળકના મનમાં એની સોબતમાં આવતો એકેએક સારા કે માઠા સંસ્કારના બી વાવતો હોય છે એટલે શિક્ષક એકલો બાળકને ઉગાડી દે તેની આશા નકામી છે અમે તો પાચ-સાત કલાક સાથે રહીએ છીએ બાકીના કલાકો તો એ સમાજ, શેરી ને ઘર વચ્ચે ગાળે છે અમે જે

શીખવીએ છીએ તે જો તમે સમજો તો અહીં જે કહેતા હોઇએ તેને અનુકૂળ ધરનું વાતાવરણ તમે ગોઠવો. ઓછામાં ઓછું એથી વિરૂદ્ધનું તો ન ગોઠવો. આજે તો બાળકો બિચારા મૂંઝાય છે કે અમારા શિક્ષક જે ભાષા બોલે છે તે સાચી કે અમારા ઘર ને શેરીના લોકો જે ગાળોવાળી ભાષા બોલે છે તે સાચી ? અમે શીખવીએ કે બીડી ન પીવાય ને ઘેર કે શેરીમા સૌ બીડી પીતા હોય ને કેટલાક ઉત્સાહીઓ હૂંકા પીતાંય શીખવતા હોય છે. આમાં આપણું કામ ઊગી ન નીકળે. તમે ઇચ્છો કે બાળકો સારા થાય. પણ સારા કોને કહેવાય ને સારા કરવાની રીત કઇ છે ? તે તમને જાણ નથી. સારો પાક ઉતારવાની ઇચ્છાથી જ કાંઇ સારો પાક ઉતરતો નથી. તેનું વિજ્ઞાન જાણવું પડે છે. ને શેરડી કયા મહિને ને કયા વખતે ને કેટલું ખાતર જોઇશે, કેયે વખતે પાણી જોઇશે, કેટલા અંતરે ચોપણી જોઇશે. કેવી નીક, કેવા પાળા, કયા મહિને નીકના પાળા કરી નાખી શેરડીને ઢાંકી દેવી આ ને આવી સો વાતો જાણીને કરવી પડે છે. ને જે વાત શેરડી માટે કરો છો તે કાંઇ કપાસ કે કમોદ કે બાજરાને લાગુ પડતી નથી. ખાતર માટે પણ દરેક પાક દીઠ પ્રમાણમાં, પ્રકારમાં અને સમયમાં ફેર હોય છે. બાળકોનું પણ એવું જ છે. એને એક સમયે ભાષા શીખવવાનો કાળ હોય છે, બીજે વખતે હાથ પગ હલાવવાનો, ત્રીજે વખતે વ્યવસ્થાશક્તિ ખવવાનો પછી વળી વસ્તુ માત્રના કાર્યકારણને જોવાની જિજ્ઞાસા જાગવાનો. આ બધા વખતે વ્યવસ્થિત ધ્યાન આપવું જોઇએ. અમે શિક્ષકો તો બધું આપવા પ્રયત્ન કરીએ પણ તમે આ બધું સમજી ન લ્યો તો ઓડનું ચોડ થાય. અમે કંઇક કરીએ, તમે કંઇક કરો અને બાળક બન્ને વચ્ચે મૂંઝાયા કરે. એટલે મેં તમને શરૂઆતમાં કહ્યું કે શ્રદ્ધા છે તે સારું છે પણ પૂરતું નથી. બુદ્ધિપૂર્વક આ શાળાના કામને સમજવાનો પ્રયત્ન કરજો.

નવરા બેસો હો ત્યારે મારાજની દુકાને બેઠા બેઠા ભજીઆ ખાવા કરતા આવીને તમારા બાળકની પ્રગતિના ખબર પૂછજો, કારણુ કે તમે જેને જન્મ આપો છો તે જે તમારી ઝાઝી કે થોડી સંપત્તિનો વારસો ભોગવવાનો ને તમારી આશાઓ ને સ્વપ્નાઓનો પણ વારસદાર છે તેના વિષે આટલી મહેનત તમારા જેવા ખેડને સમજનારા લોકો ન ઉઠાવે તે શરમાવનારૂ છે કારણુ કે ખેતીના ધંધાને જ મળતો આ ધંધો છે ને ખેતીના ધંધાની જેમ જ આમા એક જણનું કામ નથી પણ હજાર જણનો સાથ હોઇને, છેવટે ઇશ્વરી મેઘની કૃપા હોય ત્યારે પાક ખરે પહોંચે છે,

એટલે તમે સૌ વ્યક્તિગત અને સમૂહગત શાળાના કામને સમજી સાથ આપશો તેવી વિનતી છે

# (૮)

# વનસ્પતિ જીવન અને આપણે

**મ**ને ખબર નથી કે આજના વિષયમા તમને રસ પડશે કે નહીં. કારણ કે શહેરના નિર્જીવ ને ઈંટચૂનાવાળા વાતાવરણમાં રહીને આપણી રુચિ પણ કુદરતી રહી હોતી નથી. એને લીધે જો હું એમ કહું કે અમદશાહ અબ્દાલીની ચડાઇ કરતા ય વનસ્પતિની વાત વધારે રસમય છે, તો તે તમને માન્યામા નહી આવે. અથવા તો સામાન્ય નાગરિકને જો આપણે પૂછીએ કે વીસમી સદીનો મોટો બનાવ કયો તો એ ચડપ દઇને કહેવાનો કે બીજું વિશ્વયુદ્ધ. એને જો આપણે કહીએ કે હવામાથી એમોનિયમસ'ફેટ બનાવવાની શોધ એ સૌથી મોટો બનાવ છે તો એ આપણને હસી કાઢશે યંત્રપ્રધાન આ યુગે આપણને એટલા તો બહિર્મુખ કરી દીધા છે કે માનવ-જાતની જ નહી પણ પશુ-પખી ને અન્ય જીવોની જે જીવનદાત્રી છે તેની સાથે જ આપણો જાણે લેશ પણ સગપણ રહ્યું નથી.

હું જે કહેવા માગું છું તે જરા વિગતે વિચારો: તમે કપડા પહેર્યાં છે તે કયાથી આવ્યા? કપાસના છોડ પરથી. આજે તમે શાક ખાધું, ગોળ ખાધો તે કયાથી આવ્યાં? શેરડી ને ભાજીમાથી કપાસ શેરડી ને તાદનજો તો વનસ્પતિ છે તે આપશે જાણીએ

છીએ, પણ આજે તમે દૂધ પીધુ હતુ તે જે ગાયેએ આપ્યુ તેણે પણ ઘાસ ખાધુ હતુ, કપાસિયા ખાધા હતા, શીંગનો ખોળ તુવેરની ચૂની એ બધુ ખાઇને એને દૂધમા ફેરવી નાખ્યુ હતુ

આપણે ત્યા કેટલાક માંસાહારી લોકો છે તે પ્રાણીનો દેહપણ ઘાસ-પાલો ખાઇને જ બંધાયો હશે ઇંડા જે પૌષ્ટિક ખોરાક ગણાય છે, તે મરઘા પણ દાણા અને જીવડા ખાય છે એ જીવડા પણ આખર વનસ્પતિ ખાઈને જ જીવી શકે છે, માછલા પણ પ્લેન્કટન નામની દરિયાઇ વનસ્પતિ ખાઇને જ વશ વિસ્તાર કરે છે

આમ આપણે વનસ્પતિ આહારી હોઇએ કે માંસાહારી આપણે જીવતરનો આધાર તો કેવળ આ વનસ્પતિ જ છે જેને આપણે માંસાહારી પ્રાણીઓ કહીએ છીએ, દા ત સિંહ જેવા તે કોને ખાય છે ? હરણને-હરણ શુ ખાય છે ? ઘાસ આમ આખરે તો એ માંસાહારી પશુ-પખીનો આધાર પણ વનસ્પતિ જ છે

એક બીજી રીતે પણ આ વનસ્પતિ સૃષ્ટિ સિવાય આપણુ જીવન વિચારવુ અશક્ય છે તમે જાણતા હશો કે આપણે શ્વાસોચ્છ્વાસની ક્રિયામાં કાર્બન ડાયોક્સાઇડ નામનો ઝેરી વાયુ બહાર કાઢીએ છીએ આ વાયુ માનવી જ્યારથી શ્વાસ લે છે ત્યારથી વાતાવરણમા જમા થતો ગયો હોત તો ક્યારનુ વાતાવરણ ઝેરી બની ગયુ હોત પણ જે ઝેર આપણે કાઢીએ છીએ તે જ વનસ્પતિ પોતે ચૂસી લે છે સમુદ્રમંથન વખતે હળાહળ નીકળતા આખી સૃષ્ટિ બળવા માંડેલી, ત્યારે શંકર એને પી ગયેલા, એમ વાચીએ છીએ વનસ્પતિ એ જ રીતે રોજબરોજ આપણે કાઢેલ હળાહળનુ શંકરની જેમ પાન કરે છે આ શાસ્ત્રમય હકીકત જાણ્યા પછી વનસ્પતિ જીવનમા રસ લેવાનુ તમને કૌતુક લાગશે.

સાચી વાત એ છે કે સૃષ્ટિમા જે જે મુસાફરો છે તેને ખાવા

લાયક બનાવવાનું કામ પણ કેવળ વનસ્પતિને જ આવડે છે. આપણા શરીરને ચૂનો જોઇએ છે, ફોસ્ફરસ જોઇએ છે, પોટાશ જોઇએ છે, લોહ જોઇએ છે, પણ એ માટે કાંઇ આપણે ચૂનો, કોલસો, રાખ કે લોઢું ખાતા નથી. એ પદાર્થને આપણે છાશ, આમળા, ભાજી, ઘઉં, વગેરેમાંથી મેળવીએ છીએ. ને એ બધું કેમ બનાવવું તે તો કેવળ આ વનસ્પતિનાં પાંદડાને જ ખબર છે. આ કોટાનકોટી પાંદડાંઓ જે તમે સામેના આંબાઓ પર જુઓ છો તેમાં આપણે માટે રસોઇ રંધાઈ રહી છે. રસોડામાં જેમ ગૃહિણી મીઠું, મસાલો હળદર, કસુંબર એમ અનેક પદાર્થો ભેગા કરી અગ્નિની મદદથી રસોઇ બનાવે છે તેમ જ આ પાંદડાંઓ નાઇટ્રોજન, ઓક્સિજન, કાર્બન એવા કંઇક પદાર્થો ભેગા કરી પોતાના સૂર્યનો અને પોતામાં રહેલ લીલાશની મદદથી માનવ પશુપંખી માટે રસોઇ તૈયાર કરી રહ્યાં છે. જાણે ઋષિ મંડળ મોટો યજ્ઞ ચલાવી રહ્યું છે.

એ આપણે માટે અન્ન, આશ્રય અને વસ્ત્ર ત્રણેની જાણે તૈયારી-કરી રહ્યાં છે. વરસાદ પણ એ જ આકર્ષે છે ને? જ્યાં જંગલો કપાતાં જાય છે ત્યાથી વરસાદ પણ ઓછો થતો જાય છે એ વાત તો ઘણા જાણે છે. પણ જ્યાં જંગલો કપાઇ જાય છે ત્યાંની જમીનનો કસ ઓછો થઇ જાય છે તે આપણા દેશમાં હજુ ઓછા લોકો જાણે છે. વનવૃક્ષો પોતાનાં મૂળિયાં વડે પાણીને રોકી જમીનનું ધોવાણ થતું અટકાવે છે, એ વાત આપણા માનવસમાજે સમજી લેવાનો સમય આવ્યો છે એમ અમેરિકાના મોટામોટા વિદ્વાનો કહેવા લાગ્યા છે. ને છેલ્લા વર્ષમાં આ જાતના ધોવાણને લીધે આપણે કેવી આફત તરફ ધસડાઇ રહ્યાં છીએ તેની ગંભીર ચેતવણી આપતી વિદ્વાન સભાઓ પણ મળી છે. આપણે જો વેળાસર આ ધોવાણને ન અટકાવીએ તો દેવાળું કાઢશું એવી અભ્યાસપૂર્ણ ચેતવણીને લીધે અમેરિકાની સરકારે તો આ જમીન ધોવાણ અટકાવવા અંગેનો

કાયદો પણ કર્યો છે  આપણે ત્યા શુ છે? દહાડે ને દહાડે આપણા
ડુંગરાઓ બોડા બનતા જાય છે  કારણ કે પોતાના  અનેક હાથો
વડે આપણુ  મૂળધન કસદાર  માટી તેને  રોકી રાખનારા વૃક્ષોની
આપણે  અમર્યાદ કતલ ચલાવી રહ્યા છીએ  વનસ્પતિ  જગત
વિષે થોડુ પણ પાયાનુ જ્ઞાન આપણા લોકસમાજમા હોત તો આ
આપણે  કદી ન ચલાવ્યુ  હોત  અરે જંગલની શી વાત! સડકો
પરના ઝાડો પણ કપાય છે  ત્રણ ત્રણ વાર સોરાઈ  જાય છે કોણ
જુએ? શા માટે જુએ?  જોવાની દૃષ્ટિ ક્યાથી લાવવી? શાળાના
શિક્ષકોને  ખરડાની લડાઈ કઈ સાલમા થઈ—કુરુક્ષેત્રમા  કોણ હાર્યું
હતુ ને કોણ જીત્યું હતુ તે ગોખવુ પડે છે પણ શાહ કે મિસ્કીન
ઓને બચાવવા માટે વૃક્ષો જે સંગ્રામ પ્રકૃતિની  સામે  ખેલી રહ્યા
છે તેની કોને ખબર છે?  અરે  એમા જીવ છે  આપણા જેવા જ
જીવો છે  તે  વાતની પણ કેટલાક ને પડી છે?  હબદીઆ  કે
થર્મોપિલીના સંગ્રામને આપણે બિરદાવીએ  છીએ એ યોગ્ય જ છે
પણ સામે વાડની  વચ્ચે ઊગેલો ગુંદો ચારે  બાજુથી ઘેરાયા છતા
પાણીની તાણ છતા ખાતર, ગોડ ન મળતુ છતા અડગ  પણે સૂર્ય
તરફ આગળ  મથી  રહ્યો છે  એ વાત પણ બાળકોને કહેવા જેવી
તો છે જ કારણ કે આપણી અને  વનસ્પતિ વચ્ચે બહુ ઓછુ જ
અંતર છે

પણ એ વિષે ફરી મળશુ  ત્યારે *

**કા**લે આપણે જે  વાત થઈ તે  પછી તમારામાના એક જણે
પૂછ્યુ  કે વનસ્પતિ જીવન વિષે તમે જે કહ્યુ  તેમા  અમને તો રસ
પડ્યો પણ બાળકો પાસે એ કેમ મૂકવુ? ન એની વાત  સાચી છે
આપણી  કસોટી  બાળકો  પાસે  જ  થાય  છે  આપણા કાલના
વ્યાખ્યાનનો મુખ્ય હેતુ વનસ્પતિ સૃષ્ટિ તરફ રસ લેતા કરવાનો હતો

એને માટે જે હકીકતોથી તમને રસ આવે, તે હકીકતોથી બાળકોને રસ આવે જ એમ ન માની શકાય, એટલું જ નહીં પણ જે હકીકતોને લીધે પાંચમાં ધોરણના બાળકોને રસ જન્મે તે જ હકીકતોને લીધે પહેલા બીજા ધોરણનાને રસ ન પણ જન્મે. અત્યારે તો આપણે પહેલા–બીજા ધોરણ સાથે નિસ્બત છે એમ માનીએ. ને તેને માટે આ વિષય કેમ રજૂ કરી શકાય તેના થોડાક મુદ્દા વિચારીએ.

પહેલું તો એ ખ્યાલમાં રાખવું જોઇએ કે આ ઉંમરના બાળકોને શરૂઆતમાં બે પ્રકારનાં જીવનમાં રસ હોય છે. એક ક્રિયાપ્રધાન ને બીજું કલ્પનાપ્રધાન જેને આપણે બુદ્ધિ કે તર્કપ્રધાન જીવન કહીએ છીએ તેમાં સ્વતંત્રપણે રસ મોડો ઊભો થાય છે. એટલે વનસ્પતિના વિષયને પણ આ ધ્યાનમાં રાખીને રજૂ કરીએ.

વર્ગમાં તમે શરૂઆતમાં એક રમત અવારનવાર કરી શકો છો: સામાન્ય રીતે જાણીતા દસવીશ જાતનાં ઝાડ કે છોડનાં પાન લાવો ને પછી વિદ્યાર્થીઓને આંખ મીંચી એના આકાર પરથી ઓળખી કાઢવાનું કહો. ખાસ કરીને એની કિનારો પર આંગળીઓનાં ટેરવાં ફેરવીને શોધવાનું રાખો; જરૂર પડયે ઉપર નીચે પણ હથેળી ફેરવાવો. આ દશ–વીશને પણ શરૂઆતમાં કદાચ નહીં ઓળખે પણ ધીમે ધીમે આકાર જોવાની ને એક આકારથી બીજો આકાર જુદો પાડવાની શક્તિ કેળવાશે.

આજ રીતે તમે જુદાં જુદાં વૃક્ષના પાનને ગંધ પરથી ઓળખવાની રમત પણ અવારનવાર વર્ગમાં રમાડશો. પૃથ્વી ગંધમય છે. એમ વૈદિકકાળથી આપણે સાંભળતા આવ્યા છીએ પણ આપણે તો એને લગભગ નિર્ગંધ જ ગણીને ચાલીએ છીએ.

જે બાળકોને આંખ મીંચીને ટેરવાવતી પાન ઓળખતાં આવડે

તેને પછી તમે જુદાં જુદાં પાનોને ચીતરવાનું પણ સૂચવી શકો છો. આ ચિત્રકામ બે રીતે થઇ શકેઃ રંગની દૃષ્ટિએ, ને રેખાની દૃષ્ટિએ રંગદૃષ્ટિએ કરાવવું હોય તો જેટલાં બની શકે તેટલાં પાનોની રેખાઓના કાર્ડ આપણે શાળામાં તૈયાર રખાવવા જોઇએ, ને પછી દરેક ઋતુમાં તે તે પાન જે વિવિધ રંગપલટાઓ તીવ્ર-ધીરા કે આછા લે છે તે એમની પાસે પૂરાવવા; આકરો સાચા કરતા એમને મોઢા ફાવશે પણ રંગોનું વૈવિધ્ય એમની નજરમાં ઝપાટાબંધ વસવાનું. વસંતઋતુમાં આંબાની કેરી જે રંગો ધારણ કરે છે તેનું જોઇને જ ઇશુએ કહ્યું હશે. "Soloman is all his glory was not one like this"

આવીજ રીતે તમે ફૂલોની ઋતુમાં બીજા ધોરણની પાસે સ્પર્શ ને ગંધ દ્વારા ઓળખાવવાની રમતો કરાવી શકશો, ને તે જ રીતે એની તૈયાર રેખાઓમાં રંગો પુરાવી શકશો, રેખાઓ કરાવવાની ના નથી. એ પણ કરાવીએ પણ બાળકોને બહુ ગમે છે તો રંગો પૂરવાનું કામ.

નાનાં બાળકો તો આવાં ૧૩ મુખ્ય ઝાડનાં પાનનાં આકારો લઇને ગંજીપાની રમત પણ રમી શકે છે. માત્ર આપણે એમા બાજ-રાના પાનને એક્કો ગણવું ને કપાસને બાદશાહ. કારણ કે પેલા એક્કાને બાદશાહો નરમાખો જોવા હતા. આતો સાચેજ આપણને નભાવે છે.

ગઇ કાલે આપણે એક બીજને મુદ્દી પણ ચર્ચી હતી ને તે વનસ્પતિ સૃષ્ટિ પર ફક્ત સર્વ જીવસૃષ્ટિનો આધાર છે તે તમે વર્ગમાં વિદ્યાર્થીઓ પાસે એની યાદી કરાવી શકો છો.

## આપણને કોની પાસેથી મળે છે?

| વસ્તુનું નામ | ક્યાંથી મળે છે | આપણને આપનાર ક્યાંથી મેળવે છે? |
|---|---|---|
| કેરી | આંબો | |
| બાજરો | બાજરાનો છોડ | |
| દૂધ | ગાય | ખડખાઇને |
| વસ્ત્રો | કપાસ | — |
| ઊનનાં વસ્ત્રો | ઘેટાં | ખડખાઇને |

આમ વર્ગમાં સૌને પૂછી પૂછીને યાદી કરાવી શકાય. ને પાટિયા પર યાદી ટાંગી દરરોજ એમાં વિદ્યાર્થીઓ ઉમેરો કરતા જાય. સીધી કે આડકતરી રીતે વનસ્પતિ જ આપણને નહીં પણ સઘળી જીવસૃષ્ટિને જિવાડે છે તેમ એ લાંબી યાદી બોલી ઉઠશે.

ધ્યાનમાત્ર એટલું રાખવું જોઇએ કે આપણે તો માત્ર દરવાજો ખોલનાર થવું. અંદરની ઈમારતની શોભા ને ખૂણાખાંચરા એમને શોધવા દેવા. શેરીમાં ફરતા, ખેતરે જતા, ખાતાપીતા એ જે વસ્તુને જોશે તેને પણ આ દૃષ્ટિએ કસશે ને પેલા પાટિયાની લાંબી યાદીમાં ઉમેરો કરાવશે.

આપણે આગળ ચાલશું તેમ તેમ જણાશે કે આવું બીજું પણ ઘણું શક્ય છે

(અ મ ના વિદ્યાર્થીઓ સાથે વાર્તાલાપ)

(૯)

# પરીક્ષા શેની ?

ચાલુ કેળવણીની પદ્ધતિ વિષે તેમજ ચાલુ પરીક્ષા પદ્ધતિ વિષે ઘણા સમયથી અસંતોષ દેખાય છે. ખરેખર જોઇએ તો તે બન્ને એક બીજા સાથે સંકળાએલા છે. આપણે કેળવણીના જે આદર્શને માનતા હોઇએ તેનું માપ બરાબર આવે તેવી આપણે પરીક્ષા પદ્ધતિ યોજીએ છીએ.

વાણિયો પોતાને ત્યાં નોકરીએ રહેવા આવનારની પરીક્ષા તેના શરીર સૌષ્ઠવ કે સાહિત્ય શોખનું પ્રતિબિમ્બ પડે તે રીતે નથી લેતો. તેનું કામ છે નફો મેળવી માલ ઘરાકના ગળામાં ભરાવી દે તેવી કુશળતાનું. એટલે એ નામાની પરીક્ષા લે છે. એની મીઠાશથી બોલાવીને સામાને માલ તરફ આકર્ષણ થાય તેવી ચતુરાઇની પરીક્ષા લે છે. ચૈતન્ય પ્રભુ જ્યારે ગુરુ પાસે દીક્ષા લેવા ગયા ત્યારે એના ગુરુએ એમનું મોં ઉઘડાવી, જીભ ઉપર ખાંડ મૂકેલી, એ ખાંડ જ્યારે ગુરુએ કોરીને કોરી જોઇ ત્યારે એમને ખાતરી થઇ કે આ શિષ્યની વિષયો તરફની રાગવૃત્તિ ઓછી થઇ ગઇ છે.

જો એ ચૈતન્ય પ્રભુ કોઇ સેનાપતિ પાસે સૈન્યમાં ભરતી થવા ગયા હોત તો એમનું કોમળ શરીર અને અત્યંત લાગણીમય અંતઃકરણ જોઇને નાપાસ કર્યાં હોત. એટલે પરીક્ષા લેતા પહેલાં આપણે

નક્કી નો એ કરવું પડે તેવુ છે કે આપણો ગજ કયો છે ?

એક વિદ્યાર્થી કે જેને હુ બુદ્ધિમાન અને તીવ્ર સ્મરણશક્તિવાળો ગણું તેની જોડે હુ વાત કરતો હતો તે વાતવાતમા મને કહે "ગોઝેની શા મારુ નિંદા કરવી જોઇએ ? તેણે પણ એક બહાદૂરીનુ કામ નથી કર્યું ?"

આ વિદ્યાર્થી જો ગણિતમા ૨×૨=૪ ને બદલે ૫ કહે તો નાપાસ થાય પણ ઉપરના વિચારો ધરાવતા છતા તેને ચાલુ ધોરણ પ્રમાણે નાપાસ કે નાલાયક નહિ ઠરાવાય

વર્ગમા કડકડાટ કવિતાની મમજૂતી કરી આપનાર વિદ્યાર્થી છાત્રાલયમા ફાનસ માટે ઝઘડતો હોય તેને કયા વિષયમા નાપાસ ગણવો ? પરીક્ષામા એવા કોઇ વિષયને સ્થાન નથી

ઊંચા નબરનુ એકધારુ સૂતર કાતનાર વિદ્યાર્થી જો પોતાની પથારીનો ઓછાડ જો છ મહિને ધોતો હોય કે સામૂહિક કામમા ગલ્લાતલ્લા કરતો હોય તો એને ઉત્તીર્ણ કઇ રીતે ગણવો ?

આ ને આ જાતના સવાલો જેઓ વિદ્યાર્થીઓની નજીક રહે છે તેને થતા હશે

આપણે એક વિદ્યાર્થીને ઉત્તીર્ણ થવાની ખાતરી આપીએ છીએ ત્યારે આપણે શાની ખાતરી આપીએ છીએ ? એની યાદદાસ્ત સારી છે એની ? એનુ સામાન્ય જ્ઞાન બરાબર છે એનો ? કે એનો સામાન્ય વિકાસ બરાબર થયો છે એની ? ચાલુ પરીક્ષા કે જેમા ઇતિહાસ, ભૂગોળ, ગણિત કે ગુજરાતી પાઠ્યપુસ્તકની કસોટી આપણે લઇએ છીએ એનાથી એના સામાન્ય જ્ઞાનની કાઇ ખાતરી આપણે ખરેખર આપી શકીએ ? હુ ધારુ છુ કે આપણે હા નહિ પાડી શકીએ ઉપરાત આજના સમાજને ખરેખર આવી પરીક્ષા ની જરૂર છે ?

આજનો સમાજ માગે છે શું ? આજના સમાજને ઘણા વિશેષણો આપી શકાય. પણ તે યંત્રોદ્યોગ પ્રધાન હોય કે ગ્રામોદ્યોગ પ્રધાન, તે શહેરી સંસ્કૃતિવાળો હોય કે ગ્રામ સંસ્કૃતિવાળો, એક વાત નક્કી કે આજનો સમાજ લોકશાહી તરફ જનારો, લોકોને આખરી નિર્ણય કરનારા બનાવવા તરફ લઇ જનારો છે. જેમ જેમ દિવસો જતા જાય છે તેમ સામાન્ય પ્રજાનું સમાજરચના ને રાજ્યતંત્ર પરનું ચલણ વધતુ જાય છે.

આપણુ પોતાનું રાષ્ટ્ર પણ લોકશાહીને વરેલું છે આ સ્થિતિમા આપણા રાષ્ટ્રના સામાન્ય નાગરિક થવા માટે ભણતા વિદ્યાર્થીની કસોટી આ લોકશાહીના ગજે જો માપવામા આવે તો તે તદ્દન વિચારપૂર્વકનું ને ન્યાયયુક્ત ગણાય જો દેશની રચના ને તે રચના કરવાની રીત લોકશાહીને પોષે તે ઢબે આપણે પસંદ કરવાના હોઇએ તો જેમના હાથમા આ સમગ્ર રાષ્ટ્રનો નિર્ણયકારી અધિકાર મૂકવામા આવ્યો છે તે સામાન્ય નગરજન લોકશાહીને સમજનારો જ નહિ પણ ચાહનારો, સાચા હૃદયથી ચાહી તેને માટે પોતાનું સર્વસ્વ ખરચનારો હોવો જોઇએ, આ વસ્તુ તરફ આપણે બેદરકાર રહીએ તો દેશમા એક ભારે વિસંગતિ કે અંતરવિરોધ ઊભો થશે જ. બંધારણની આજ્ઞા હશે લોકશાહીને સ્થિર કરવાની ને તેના મતદારો હશે તેના પ્રત્યે ઉપેક્ષાધરાવનારા કે અરુચિ ધરાવનારા

લોકશાહીના વિવિધ અર્થો થાય છે કોઇ એનો અર્થ પાચ કે ત્રણ વર્ષે મત આપવાનો એટલો જ કરે છે, તો કોઇ રાજ્યતંત્ર પર ટીકા કરવાનો, તેને બદલવાનો અધિકાર, તેવો અર્થ કરે છે ખરેખર તો લોકશાહી તે એક રાજકીય તંત્રરચના માટેનુ બીજું કે ત્રીજું નથી, તે એક જીવનદર્શન છે એનો વિચાર રાજકીય જરૂરિયાતો કે આર્થિક

બળાબળોને લીધે અમલી થયો હશે; પણ તે માત્ર રાજકીય વિચાર-સરણી નથી. જે રાષ્ટ્રના પ્રત્યેક નાગરિકના જીવનમા લોકશાહીના સિદ્ધાંતો પચ્યા નથી તે રાષ્ટ્રમા લોકશાહીના મૂળ ઊંડા જતા નથી. ફાસીઝમ કે આપખુદસત્તાધારી કે લડાઇ કે આર્થિક મંદી આવતા લોકશાહીનું ઝાડ ઊખડી પડે છે ને તે વખતે લોકશાહી માટે રોનારા તે દેશમા ઓછા નીકળે છે

એક ઇતિહાસની વાત છે.

એક નિર્ણાયક યુદ્ધમા મરેલ નગરજનોને અંજલિ આપવા માટે એકઠા મળેલા એથેન્સના નગરજનોને સંબોધતા એથેન્સના રાજપુરુષ પેરીક્લીસે લોકશાહીની જે વ્યાખ્યા કરી છે તે આ પ્રશ્ન પર ઘણું અજવાળું પાથરે તેવી છે પેરીક્લીસ એથેનીઅન નગરજનોને સંબોધતા કહે છે –

"આપણું એથેન્સ સ્વાધીન છે. અહીં લોકોનું લોકો દ્વારા ચાલતું રાજ્ય છે. રાજવહીવટ થોડાના હાથમા નથી પણ ઝાઝાના હાથમા છે આપણો કાયદો સહુને સમાન ન્યાય આપે છે. ગરીબાઇ એ આડશ કે વિઘ્ન રૂપ નથી માણસ ગમે તેટલા અકિંચન કે અજ્ઞાત કુળવાળો હોય, પણ તેને તેના મુલકની ખિદમત કરતા કોઇ રોકી શકતું નથી. આપણા જાહેરજીવનમા એકાધિકાર નથી. આપણે આપણને રુચે તેમ જીવીએ છીએ, ને આપણો પાડોશી પણ ગમે તેમ જીવી શકે તે જોવા ઉત્સુક હોઇએ છીએ, બીજાની સાથે આપણો મત મળતો ન થાય ત્યારે પણ અણગમાભરી નજરે તેના તરફ જોવાનું આપણે પસંદ કરતા નથી અને તેનાથી તત્કાળ નુકશાન થતું હોય આપણા જાહેર જીવનના વાતાવરણમા જ આદર ભર્યો છે. જે નિયમો દુઃખ પામેલાના રક્ષણ માટે ઘડાયા છે તેને માટે આપણે વિશેષ માનબુદ્ધિ કેળવીએ છીએ અને જેનું ઉલ્લંઘન મોટી શરમ

ગણાય તેવા અણુગમ્યા કાયદાઓ પણ એટલાજ માનને પાત્ર ગણીએ છીએ આપણુ ગ્રહજીવન સંસ્કારી છે ગમતના સમારંભો નિયમિત સ્વરૂપે ચાલ્યા કરે છે આપણો રોજનો આનંદ જ છે શોકને દૂર કરવામા. આ વિશાળ ને ખુલ્લું નગર પૃથ્વી પરના આનંદોથી ઉભરાઇ આપણા જીવનને, આનંદને સમૃદ્ધિથી ભરી દે છે. પરદેશીઓને આપણે હાંકી કાઢતા નથી

તેમની ઇચ્છા મુજબ તે આવે ને જાય, તે જેટલું વધુ શીખે તેટલું સારું કારણ કે આપણુ શહેર યુદ્ધ કે શાંતિ બંને અવસરોમા પ્રશંસનીય જ રહે છે સમગ્ર ગ્રીસની આ શાળા છે કયા પ્રકારના માનવીઓને આપણે ઘડીએ છીએ ? આપણા જુવાનોને ખડતલ શરીર-વાળા બનાવવા માટે આપણે એમને નઠોર બનાવતા નથી આપણે એમને સર્વતોમુખી બનાવવા માગીએ છીએ આપણે ઇચ્છીએ છીએ કે એ સુંદરતાને ચાહે છતા એમની રુચિમા વિલાસીનતા ન આવે, બૌદ્ધિક વિકાસ સાધે છતા મરદાઇ ન ખુએ આપણે આપણો નગરજન નગરના પ્રશ્નોમા રસ લે તેમ માગીએ છીએ, ને તે જો તેમ ન કરે તો તેને નકામો ગણીએ છીએ રાજ્યે શું કરવુ જોઇએ કે શુ ન કરવું જોઇએ, તેનો તે સ્થિરમતિ ન્યાયાધીશ થાય તેમ ઇચ્છીએ છીએ.

કેટલાક લોકો એમ ધારે છે કે અજ્ઞાની અને અજડ માણસો જ વધારે નિર્ભય હોય છે માણસ જેવો વિચાર કરતા શીખે કે તુરત જ જોખમના હિસાબો ગણનારો ઢચુપચુ બની જાય છે આપણી માન્યતા તદ્દન જુદી છે. આપણે તેને જ બહાદૂર ગણીએ છીએ કે જે સાફ નજરે સુખ અને દુઃખ બંને પાસાને તોળી શકે, ભયનું માપ કાઢી શકે ને તે જાણ્યા છતા જરૂર હોય ત્યા જ્ઞાનપૂર્વક જોખમનો સામનો કરે. ટૂંકમા એથેન્સ ગ્રીસની શાળા છે, ને એટલે જ હુ માગુ છુ કે તમે એથેન્સની ભક્તિ કરો, સર્વાત્મભાવે તેને ચાહો, તેને જ માટે જીવો ને તેને માટે ખપી જાઓ !

લોકશાહીનું આ ચિત્ર રજૂ કરતી વખતે પેરીક્લીસ કોઈ ભાવાવેશમા આવીને કે કલ્પનાના જગતમાં વિહરીને બોલતો નહોતો. એથેન્સની લોકશાહીએ બે મહાન સિદ્ધિઓ મેળવ્યા પછી એણે આ કહ્યું હતું. એમા એક સિદ્ધિ હતી ઇરાની શહેનશાહનો પરાજય, પચાસ હજાર ગ્રીકોએ પચાસ લાખ ઇરાનીઓને પરાજય આપ્યો. ને બીજી સિદ્ધિ હતી એથેન્સના એસ્કીલીસને સોફોક્લીસ જેવા અમર નાટ્યકારોના નાટકોની એથેન્સના સામાન્ય નાગરિકોએ કરેલી વુનના. ગ્રીસમા દર વર્ષે ઉત્સવ સમારંભના ભાગ તરીકે ડઝનબંધ નાટકો ખુલ્લા મેદાનમાં સામાન્ય નગરજનો પાસે રજૂ થતા ને એ સામાન્ય તેમા કયું નાટક ઉત્તમ તે ઠરાવતા. સોફોક્લીસ કે એસ્કીલસના નાટકોનું રસદર્શન આપણે બી. એ. કે એમ. એ. ભણેલાને માટે આજે મુશ્કેલ ને દુઃસાધ્ય છે. ને એ એથેન્સના નગરજનોને કોઇક તાલીમને પરિણામે સુસાધ્ય નીવડતું હતું.''

એટલે લોકશાહીનું આ ચિત્ર એક નક્કર અનુભવના નિચોડ સમું છે. એમ સમજીને આપણે લોકશાહી તાલીમનાં લક્ષણો એમાથી તારવીએ. ને તે પછી આપણી તાલીમ ને તેની કસોટીના ધોરણોને પેરીક્લીસના કહેવા મુજબ લોકશાહી સમાજનો નાગરિકોમાં આટલા સંસ્કારો હોવા જોઇએ તે દૃષ્ટિએ તપાસીએ.

૧: સમાજનું તંત્ર થોડાના લાભાર્થે નથી, પણ ઝાઝાના. ખાસ કરીને દુભાયેલાના પ્રથમ લાભાર્થે છે.

૨: આ ઝાઝાઓએ જાહેર પ્રશ્નોમા રસ લેવાનો છે. "રાજ્ય બીજા ડાહ્યા લોકો કરશે" એમ માનીને ખસી જવાનું નથી પણ બધી બાજુથી પ્રશ્નને તપાસી પોતાને નિર્ણય આપવામાથી ન છટકાય તેમ સમજવાનું છે.

૩: બીજાની પણ આવી જ ફરજ છે એમ સમજી જુદા મત

ધરાવનારા તરફ ખો જ અણગમો કેળવવાનો નથી કારણ કે દરેક પોતાની દૃષ્ટિ પ્રશ્ન પર નાખે તેમ સર્વોપયોગી સત્ય વધારે સુલભ બને

૪ આવી નિખાલસ ને ફરજ સમજીને કરાયેલી ચર્ચા પછી જે કાયદાઓ થાય તેને મ પૂર્ણ આદરથી પાળવાના છે ને તેને જે ફરજ લડવાની કે હમેશાં મારવાની સોપાય તે હોંસથી ઉઠાવવાની છે. *એટલે તેણે એકી સાથે સિપાહી, સરદાર ને વિચારક થવાનું છે*

૫ ને આવો નાગરિક જો એક-મુખી કેળવણી આપવામા આવે તો થવો શક્ય નથી.

૬ બુદ્ધિ જડતાને લીધે આવેલી સાહસિકતા લોકશાહી સાથે સુસગત નથી

૭ લોકશાહીનુ નિશાન સમાજમા આનદ વ્યાપક કરવો ને શોકને નિર્મૂળ કરવો તે છે

આ સંસ્કારોની દૃષ્ટિએ આપણે આપણા ઉત્તીર્ણ થતા વિદ્યાર્થીઓની કસોટી કરવી જોઇએ ને જેમનામા આ સંસ્કારો આવશ્યક પ્રમાણમા હોય તેને જ ઉત્તીર્ણ કરવા જોઇએ, આપણી પરીક્ષામા આપણે ભણાવનાર શિક્ષકની પાસેથી એ માગવુ જોઇએ કે –

૧. વિદ્યાર્થીએ પોતાની આજુબાજુના સમાજના પ્રશ્નોના ઉકેલ માટે પોતાનો કેટલો ફાળો ઉમેર્યો છે ?

૨ આ ઉમેરો કરતી વખતે કેટલી સહિષ્ણુતા કેળવી છે ?

૩ બીજાના અભિપ્રાયોની કેટલી કદર કરી છે ?

૪ પોતાનાથી વિરુદ્ધ અભિપ્રાય ધરાવનારા તરફ કેવો આદર રાખ્યો છે ?

૫ પોતાને સોપાયેલું કામ કેટલી હોંસથી કર્યું છે ?

૬ પોતાની ઇચ્છા વિરુદ્ધ બહુમતિએ લીધેલા નિર્ણયોને કેટલી

પરીક્ષા શેની?

ઉત્કટતાથી પાળ્યા છે?

૭: નાત, જાત, ગરીબ કે શ્રીમંતના ભેદભાવ સિવાય કેટલા સમાનતા એણે કેળવી છે?

૮: એની રસવૃત્તિ હીન પ્રકારની છે કે સંસ્કારી?

૯: બીજા પાસે શીખવા કે બીજાને શીખવવાની ઉત્સુકતા એનામાં કેળવાઇને સહજ બની છે ખરી?

પણ આ કસોટી જેવી આપણે લાગુ પાડીએ તેવો જ સ્વાભાવિક રીતે આપણને સવાલ પેદા થાય કે આવી તાલીમની વ્યવસ્થા વિના આવી કસોટી કેમ લેવાય? ને અહીં જ ખરી મુશ્કેલી છે. ને અહીં જ ચાલુ કેળવણીની નિષ્ફળતાનો નિખાલસ એકરાર પડયો છે.

ચાલુ કેળવણી તો એટલુ જ માપ આપવાની કે વિદ્યાર્થીની યાદદાસ્ત સારી છે કે નહિ? જ્યારે ખરેખર વર્તમાન યુગમા લઘુલિપિ, ટેલિફોન, તાર. જાતે નોંધનારા, ને હિસાબ કરનારા મશીનો, આવી અનેક શોધખોળો થયા પછી યાદદાસ્તની એટલી સામાજિક જરૂરિયાત રહી નથી, જેટલી પહેલાં હતી. યંત્ર છાપકામની શોધખોળ પહેલા વેદો કંઠસ્થ રાખવાનું જરૂરી હોય, પણ આજના યુગમા એને કંઠસ્થ કરવામા જો આપણે વર્ષો ગાળવાનું ચાલુ રાખીએ તો તે નિરર્થક ગણાય. તે જ રીતે ચાલુ કેળવણીનો મોટોભાગ નિરર્થક શ્રમ છે ને જે ખરેખર સાર્થક શ્રમ છે તે લેવાતો જ નથી.

ઉપરના ગુણો કેળવાય કઇ રીતે? સામાજિક ગુણોની તાલીમ સમાજ વિના કેમ કેળવાય? તરવાની તાલીમ પાણીમાં પડયા સિવાય કેમ મળે?

એટલે પહેલી શરત તો એ છે કે બાળકોની તાલીમ સામાજિક કોયડાઓ ને સમાજિક ભૂમિકાની આજુબાજુ રચાવી જોઇએ. આ ભૂમિકા ને કોયડાઓ ભણનારની બુદ્ધિ, ભાવના, ને કર્મબુદ્ધિની આહ્વાન

કરે, પડકાર કરે ને ભણનાર પોતાની બુદ્ધિ ભાવના કર્મવૃત્તિને તેના પર લગાડી, સંસ્કાર પરંપરા મેળવી ગુણ વિકાસ સાધે, તે કેળવણીનો ક્રમ હોવો ઘટે.

યોગીએ જો રાગદ્વેષ રહિત થવું હોય તો ગુફા એ યોગ્ય સાધન નથી ત્યાં તેને ખીજવનાર કે રીઝવનાર કોણ છે? સમાજમાં લોકો તેનો સત્કાર કે તિરસ્કાર કરે છતાં જેના મનમાં કાંઈ આંદોલન ન ઊઠે તો તે ઉત્તીર્ણ થયો ગણાય.

તે જ રીતે પેરીમ્બીમે લોકશાહી માટે જે આવશ્યક ગુણો ગણાવ્યા તેની તાલીમ એનું વ્યાખ્યાન વાંચીને બાળકને મળી શકવાની નથી.

આપણો સમાજ જે રીતે આકાર લઈ રહ્યો છે તે જોતાં તે લોકશાહી સમાજ રચના તરફ જાય છે. તેમ કહેવું જોઈએ ને ન્યાયની દૃષ્ટિએ પણ સમાજમાં જીવનારી પ્રત્યેક વ્યક્તિ સામાજિક પ્રશ્નો વિષે કહેવાનો અધિકાર ભોગવે ને વિચારવાની આદત કેળવે તે યોગ્ય જ છે

આ લાયકાતની શિક્ષણને અંતે પરીક્ષા લેવાવી જોઈએ. પણ પરીક્ષા લેતાં પહેલાં શિક્ષણ એ જાતનું મળે તેવી વ્યવસ્થા થવી જોઈએ. આપણી પ્રાથમિક શાળામાં સ્મૃતિની તાલીમ મુખ્યત્વે અપાય છે જેની પ્રમાણમાં જરૂરિયાત ઓછી થતી જાય છે પણ આપણે જે ખરેખર જરૂર છે તે શિક્ષણને અંતે દરેક વ્યક્તિનો એવો વિકાસ થયો હોય કે તે પોતાની સામાજિક જવાબદારીઓ ને પોતાની આવડત બંનેનો મેળ મેળવી જાણે બાળક આવું ક્યારે બને? સમાજની શી જરૂરિયાતો છે ને પોતામાં શી લાયકાત છે તેની તેને સરળ તાલીમ મળ્યા કરે, રોજિંદા જીવનમાં મળે ને તે આદત સ્વરૂપ બની જાય તે જરૂરનું છે શાળામાં આ કઈ રીતે બને?

આપણી શાળાઓમાં હમણાં હમણાં નાગરિકશાસ્ત્ર નામનો વિષય શીખવાય છે. નાના બાળકોને માટે આ વાત ત્રીજી અંગ્રેજમાં

જર્મનીની ભૂગોળ શીખવવા જેવું બેહૂદું છે ને બેહુદી વસ્તુ પર છોગું ત્યારે ચડે છે કે જ્યારે એ પાઠ્ય પુસ્તકો મારફત શીખવાય છે.

આંખ સામે શાળા પોતે જ સમાજ રૂપે પડી છે તે દેખાતું નથી.

સામાજિક જવાબદારીઓ ને વ્યક્તિ વિકાસનો મેળ આપણી શાળાઓમાં વિદ્યાર્થી મંડળોના વિકાસ દ્વારા થઇ શકે તેમ છે. નાના બાળકો માટે સમાજ કે નગર જે કહો તે તેના ભાઇ ભાડું ને મિત્રો જ હોય છે.

તેથી આગળની કલ્પના એ ઉમ્મરે હોવાની વાત ઉતાવળે આંબા પકવવા જેવી છે. એટલે આપણે એને માટે જે સ્વાભાવિક છે તેના પ્રશ્નોના ઉકેલમા તે શું ફાળો આપી શકે તેમ છે, ને ન ફાળો આપે તો શું થાય તેમજ તે ફાળો આપતાં એનો પોતાનો વિકાસ કેમ થાય છે તે રીતે તાલીમમા વિચારવું જોઇએ.

આવું વિદ્યાર્થી મંડળ શું કરી શકે તે જોઇએ.

(૧) તે પોતાની શાળાની સફાઇ, વ્યવસ્થા, સુઘડતા સાચવી પોતાની શાળા પ્રત્યે સાચો પ્રેમ કેળવી શકે. એથેન્સનો નાગરિક જે ઉત્કટતાથી પોતાનુ એથેન્સ શણગારતો તેના કરતા આ ઉત્કટતા ગુણક માત્રાની દૃષ્ટિએ ઓછી રહેવાને કશું કારણ નથી.

(૨) પોતાની શાળાના માંદા વિદ્યાર્થીઓની સંભાળ લેવા જઇ શકે, તેને દવા પહોંચાડી શકે, તેની સારવાર કરી શકે.

(૩) પોતાની શાળાના ગરીબ વિદ્યાર્થીઓને નડતી મુશ્કેલીઓ દૂર કરવાનું વાતાવરણ ઊભું કરી શકે.

(૪) પોતાની શાળાના અભ્યાસમા પાછળ રહી ગયેલા વિદ્યાર્થી-

ઓને તે બીજા જોડે આવે તેવો અભ્યાસ કરાવી શકે.

(૫) શાળામાં માથાભારે કે ગુંડા વિદ્યાર્થીઓ હોય તેને ફરજનું ભાન કરાવી શકે.

(૬) પાણી-પેશાબખાનું-પુસ્તકાલય ને સહકારી ભંડારની વ્યવસ્થા હાથમાં લઇ વારાફરતી નેતા સિપાહી ને નાગરિક ત્રણેની તાલીમ લઇ શકે.

(૭) પોતાનાંના ઉત્તમ વિદ્યાર્થીઓને દર વર્ષે સન્માની તેની ઉત્તમતા સાથે આત્મીયતા અનુભવી શકે.

(૮) સામૂહિક નૃત્ય, ગીત, નાટકો ગોઠવી શોક-નિવારણનો કાર્યક્રમ હાથ ધરી શકે.

(૯) પોતાની શાળાને જોઇતાં કપડાંનો અંદાજ કાઢી એને સહકારી ઢબે ઉત્પન્ન કરવાનો વિચાર કરી શકે. કાંતવામાં જે ઉત્તમ હોય તેને કાંતવાનું સોંપે, પીંજવામાં પારંગત હોય તેને પીંજવાનું સોંપે, છાપવામાં ઉત્તમ હોય તેને છાપવાનું સોંપે. આમ આયોજન કરી પરસ્પરાવલંબી સહકારની તાલીમ મેળવી શકે, તે જ રીતે પોતાના નાસ્તા માટેની વ્યવસ્થાનો વિચાર કરી તેમાં કોણ શું કરી શકે તે ગોઠવી શકે.

જો વિદ્યાર્થી મંડળ આ ને એવું બધું કરે તો દરેક વિદ્યાર્થીમાં તેના અભ્યાસકાળ દરમિયાન લોકશાહીને સ્થિર થવા માટે જે ગુણો આવશ્યક છે તે કેળવાયા સિવાય રહે નહિ. કારણ કે હરપ્રસંગે સમૂહ ને વ્યક્તિએ વિચારવાનું રહેશે કે તેમની જરૂરિયાતો શું શું છે ને તેમાં દરેક વ્યક્તિ શ્રેષ્ઠપણે કેમ ફાળો આપી શકે તેમ છે. સમાજે એ જોવું પડશે કે દરેક વ્યક્તિમાં રહેલ ઉત્તમ અંશોને કેળવવાનો અવકાશ રહે ને વ્યક્તિએ જોવું પડશે કે આખરે તો એ ગુણનો વિકાસ એણે પોતાના સમાજને ચરણે જ ધરવા માટે છે.

આવું વિદ્યાર્થીમંડળ ઘણીવાર તકરારો કરશે, ભાંગશે વળી ભેગું થશે. એમાંથી પણ લોકશાહીનો મહત્ત્વનો ગુણ કેળવાશે કે ભયને વશ થવાની જરૂર નથી. પણ વિચારપૂર્વક ઠરાવેલી જરૂરને વશ થવાની જરૂર છે. લોકશાહી સમાજ ઉત્તમ અંશોની ઉત્તમ ખીલવણી વિના ન ચાલે. ને ઉત્તમ અંશોની ઉત્તમ ખીલવણી લોકશાહી સમાજમાં વિચારવાણીનું સ્વાતંત્ર્ય જ નહિ પણ આદર વિના ખીલી ન શકે.

શાળા જો આ રીતે ગોઠવાય તો મહદ્અંશે તે પ્રવૃત્તિશાળા બની જાય, કારણ કે માંદાને દવા દેવાની હશે, નાના વિદ્યાર્થીઓને નવરાવવાના હશે. શાળાની ભીંતો રંગવાની હશે, નાટકો તૈયાર કરવાના હશે, ભંડારના આવક ખર્ચનો હિસાબ રજૂ કરવાનો હશે, લૂગડાંને થીગડાં દેવાના હશે. આમ ભાતભાતનાં કામો તેનાં જાણકાર ને રસ લેનાર માટે પડ્યાં હશે. ને તે દરેક કામનો હિસાબ જોનાર સમગ્ર શાળા પણ હશે. દરેક જરૂરિયાતનો વિચાર કરનાર નાનો સમાજ હશે.

આવી શાળાની પરીક્ષાનું માપ પણ પછી જુદું હોવાનું–તે હશે આપણે અગાઉ વિચારી ગયેલા સદ્ગુણો. વિદ્યાર્થી પોતે ઉતીર્ણ થયાનું પ્રમાણપત્ર લેવા આવશે ત્યારે એણે રાખેલ ભંડારના ચોપડા, તેણે શાળાના બહુમુખી વિકાસમાં આપેલ ફાળો, તેણે નાના બાળકોની કરેલી સાચવણી, તેણે સમૂહ ને દોરવવાનો, ને તેનાથી દોરવાવાની બતાવેલ તત્પરતા; તેણે બીજા બાળકોના અધિકારની કરેલી રક્ષા, તેણે બીજા પાસેથી લીધેલ કામ તેમજ પોતાને સોંપાયેલ કામની ચિવટાઇ, તેણે વિદ્યાર્થી સમૂહમાં જુદા જુદા પ્રશ્નો પર કરેલ ચર્ચા આ બધાની નોંધો તપાસાશે ને તે પરથી જ તેને શિક્ષિત કે વિનીતનું પ્રમાણપત્ર અપાવું જોઇએ.

આવી શાળામાં અભ્યાસ એટલે સાક્ષરી અભ્યાસ ઓછો થશે તેમ માનવાનું કારણ નથી. સાક્ષરી અભ્યાસ ઓછો પણ નહિ થાય

ને વધુ પણ નહિ થાય જેટલો જરૂરી હશે એટલો જ થશે વધુ ખાઇને અજીર્ણ પણ નહિ થાય, ને ઓછું ખાઇને અશક્તિ પણ નહીં આવે. નાટકો કરતા, ગાતા, સમાચાર પત્રો લખતા, સમાચાર લખતાં, હિસાબો રજૂ કરતા, અહેવાલો આપતા ભાષાની શુદ્ધિ, અર્થવાહકતા, હલકને ભાવમયતા અનાયાસે આવશે. આ અનાયાસે શબ્દ સમજવાની જરૂર છે. કેળવણી જ્યારે આયામ-પૂર્વક લેવાય દેવાય છે ત્યારે તેની શક્તિ અધીં તો ઓછી થઇ જ જાય છે. હું મારા નાના ભાઇને કાગળ લખતો હોઉં છું ત્યારે મને આયાસ તો નથી જ પડતો પણ એમા તલ્લીન થઈ જાઉં છું. એટલું જ નહિ મને એમા નવા નવા શબ્દો નવી નવી વાતો ઉમેરવાનું સૂઝયે જાય છે, મારે ઘેર મહેમાન આવવાના હોય ને હું જે આગણુ શણગારું છું, ત્યારે મારી કલ્પના શક્તિ, મારી સુશોભન ને રંજનની શક્તિના જાણે આપોઆપ બારણા ખૂલી જાય છે ને ભૂતકાળમા જોયેલી અનેક આકૃતિઓ બહાર ધસી આવે છે. પણ મને જો એમ પ્રશ્ન પૂછવામા આવે કે ધારો કે તમારે ત્યાં મહેમાન આવવાના છે તો તમે આગણું કેમ શણગારશો ? કેમ રાધશો ? તો એમા મારી કલ્પના, સુશોભન, રંજન ને સેવાવૃત્તિનો અર્ધભાગ તો એ પ્રશ્ન પૂછતાં ઉનગે મનના ઊંડાણુમા નાસી જાગે ને બાકીનો અર્ધભાગ બહાર આવશે પણ તે ધોધરૂપે નહીં પણ નાની દદુડીની જેમ, કારણ કે એ હૃદયનું પ્રગટી કિરણુ નહિ પણ સ્મૃતિની કસરત હશે

પોતે સમજે ને ઇચ્છે તેવા હેતુ માટે કરેલ મહેનત તે જ કેળવણીમા સો ટકા કામ આપે છે. અહેતુક કે અલ્પહેતુક મહેનત કેળવણી પણ લગભગ નહીંવત્ જ આપે છે.

શાળા એ બાળકોનો સમાજ છે. પણ તેનો લાભ કેળવણીમા લેવાતો નથી. તે જો હેતુપૂર્વક પોષાય તો પરીક્ષા ગેની લેરી ને કેમ લેવી તે બંને કાયડાનો ઉકેલ સરલ બને.

(૧૦)

# કયા જીવન માટેની કેળવણી ?

આપણે સૌ કેળવણી જીવન માટે અથવા 'જીવન માટેની કેળવણી' એ શબ્દપ્રયોગો અવારનવાર કરીએ છીએ. ને ત્યારે સામાન્ય રીતે એમ માનીએ છીએ કે સાંભળનારના મનમાં આપણા મનમાં જીવન શબ્દ જે સૂચન કરે છે તે જ કરતો હશે, પણ બધી વાર એમ હોવાનો સંભવ નથી. કારણ કે જીવન શબ્દ એટલો વિશાળ અને પરિવર્તનશીલ છે કે જુદી જુદી વ્યક્તિઓ કે જુદા જુદા સમૂહો વિવિધ અર્થો કરતા હોય તે તદ્દન સ્વાભાવિક છે. દાખલા તરીકે પ્રાથમિક અવસ્થાએ ઊભેલા કોઈ આદિવાસીઓના સમાજમાં આપણે જઈ ચડીએ ને ત્યાં જીવન માટેની કેળવણીનો અર્થ પૂછીએ તો એ એમ કલ્પવાના જ કે જે અવસ્થામાં પોતે જીવી રહ્યા છે તેને પોષક થાય તેવી શિકારી કેળવણી–તેવી જ રીતે વિલાયતના કોઈ મધ્ય-યુગના ઉમરાવને જીવન માટે કેળવણીનો ખ્યાલ પૂછીએ તો એની કેળવણીમાં એ ઘોડદોડ, શિકાર, રાજાશાહી ખાણા વખતની શિષ્ટતા, ખેડૂતોને અવારનવાર ફટકાબાજી આ બધાનો સમાવેશ કરે તેમ માનવું સ્વાભાવિક છે.

એ જ રીતે આપણા મધ્ય યુગના કોઈ શૃંગેરી–કે કાંચીના મઠા-ધીશને આ સવાલ પૂછ્યો હોય તો જીવનનો અર્થ વિવિધ અનુષ્ઠાનો,

ક્રિયાશીલ, ને તર્કશુદ્ધ તત્ત્વચર્ચા એવો કરવાના.

એટલે આપણે જ્યારે જીવન દ્વારા જીવન માટેની કેળવણીનું સૂત્ર રાષ્ટ્રવ્યાપી શિક્ષણ વ્યવસ્થામાં દાખલ કરવા માગીએ છીએ ત્યારે કયા જીવન માટે કેળવણી તે સ્પષ્ટ કરી લેવું તે અત્યંત જરૂરી છે.

આ રીતે વિચાર કરીએ છીએ ત્યારે માનવજીવનની બે બાજુઓ નજરે ચડે છે; એક છે જેના વડે સમાજની આજીવિકા કે યોગક્ષેમ ચાલી રહ્યું હોય તે આર્થિક જીવન. અને બીજું છે જેના વડે સમાજની વિવિધ વ્યક્તિઓના તેમ જ સરવાળે સમગ્ર સમાજના ચિત્ત-પ્રદેશને બીજી અર્થપૂર્ણ ને ફળરૂપ કરતું સ્વજીવન કરવાઇ માણસને જીવનની આ બંને બાજુઓ દેખાવાની. સાથોસાથ જરાક વિચાર કરીએ તો એમ પણ કબૂલ કરવું પડવાનું કે આજીવિકા કે યોગક્ષેમ જેના વડે ચાલે છે તે અર્થજીવન કે વ્યવસાયજીવન તે કોઈપણ વૈજ્ઞાનિક વિચારણામાં મહત્ત્વનું સ્થાન લેતા છતાં આખરે એ સાધ્ય નથી પણ સાધન છે. એને ગમે તેટલી અગત્ય આપીએ તો પણ એ સાધ્યનું સ્થાન લઇ શકવાનું નથી જો આ વાત લક્ષમાં રાખવામાં આવે તો શિક્ષણના ઉદ્દેશ-પદ્ધતિ તેમજ જીવનમીમાંસા વિષેની ઘણી ઘડભાંજો ઓછી થાય. અલબત્ત એવા માણસો નીકળવાના ખરા કે જેને પોતાના વ્યવસાય કે ધંધાનું જીવન જ જીવનરસની સામગ્રી પૂરી પાડી શકે. દા. ત. કલાકારો. દરેક કલા તે અર્થોપાર્જક હોવાની સાથોસાથ અમુક અંશે અજ્ઞાત-અતૃપ્ત છતા શુભને ઝંખતા જીવનને અભિવ્યક્ત કરવાનું સાધન રહ્યું છે. જો કે તેવા કલાકારને પણ અન્ય કલાપ્રવૃત્તિમાંથી પણ આહ્લાદ મેળવવો રહેશે. પણ સામાન્ય રીતે મોટા ભાગના ધંધાઓ આ બંને હેતુઓની ગરજ સારે તે શક્ય નથી ઉપરાંત કેટલાક કામો અરુચિકર કે અસુખકર હોવાના જ ને તે છતાએ સમાજ એના વિના ચાલી પણ નહિ શકવાનો.

પહેલા અર્થપ્રવૃત્તિની દૃષ્ટિએ શિક્ષણનો વિચાર કરીએ.

અર્થપ્રવૃત્તિનું સમાજમાં કોઇ એક ચોક્કસ સ્થિર રૂપ હોવાનો સંભવ પણ ઓછો જ છે. આંગળીઓ વતી માણસ પહેલાં જમીન ખોતરતો, તે આજે ટ્રેક્ટરો વાપરતો થયો છે. ઠીકરાની ચકરડી વતી કાંતતો તે મિલો બાંધતો થયો છે, પગે ચાલનારો આકાશમાં ઊડતો થયો છે. ખેડ, વસ્ત્રવિદ્યા ને વાહનવ્યવહારમાં આટલા બધા ફેરફારો બે સૈકામાં થયા છે. એટલે કેળવણીએ અર્થજીવન માટેની જે લાયકાત ભણનારને આપવાની છે તે વિષેની યોજના જમાના પ્રમાણે ફરતી રહેવાની. કેળવણી જો એમ ન કરે તો એનું એક અંગ ભૂતકાળનાં વહી ગયેલા જીવન માટેની તાલીમ આપ્યા કરતું લાગશે. એટલે શિક્ષણ-શાસ્ત્રીઓએ એ જોવું ઘટે કે શિક્ષણક્રમમાં જે ઉદ્યોગ દાખલ કરવામાં આવે તે તે વખતના અર્થજીવન માટે જોઇતી આવશ્યક કુશળતા, ને વલણ આપે છે કે નહિ. અલબત્ત એ ઉદ્યોગનું શિક્ષણ બાળકની ઉંમર જોઇને જ આપવાનું રહેશે.

એ દૃષ્ટિએ જોઇએ તો વર્તમાન સમાજરચના ને જૂની સમાજ-રચના વચ્ચે મહત્ત્વના નીચેના તફાવતો દેખાઇ આવે છે:

૧. સ્વાવલંબનને સ્થાને પરસ્પરાવલંબન
એને જ પરિણામે પરોક્ષ હકીકતો પરથી નિર્ણયો લેવાથી શક્તિની આવશ્યતા.

૨. ગણિત, યંત્રશાસ્ત્ર, રસાયણવિદ્યા ને ભૌતિક વિજ્ઞાનની અ-સાધારણ પ્રગતિ.

૩. પ્રાથમિક વ્યક્તિ સ્વાતંત્ર્યમાં ઘટાડો ને સંયમિત સામાજિક સ્વાતંત્ર્ય ને સુરક્ષિતતામાં વધારો.

૪. શાસ્ત્રમર્યાદાને બદલે પ્રાયોગિક ઉત્સાહ.

જીવનનું હરકોઇ અંગ હાથમાં લઇએ તો આપણે એકબીજા પર કેટલા અવલંબીએ છીએ તે સહેજે દેખાઇ આવશે ગામડાની

દુકાનોની આવજાવ તપાસીએ તો પણ એ ખબર પડશે. આપણો નોટ-તેમજ અન્ય નાણાંનો વ્યવહાર, બજાર મારફત આપણું ઉત્પાદન—આ બધું આપણને પરસ્પરાવલંબન દેખાડે છે. આ ઇષ્ટ છે કે અનિષ્ટ છે તેની ચર્ચા આપણે બાજુ પર રાખીએ, પણ પૃથ્વીમાં જે રીતે વસ્તીવધારો છેલ્લા શતકમાં થયો છે તે જોતાં હમણાં બેત્રણ પેઢી સુધી આ પરસ્પરાવલંબન રહેવાનું જ છે. એથી વિશેષ રહે તો પણ નવાઈ જેવું નથી. હવે આપણા શાળાના શિક્ષકો આ વાત ભરપૂર રીતે ઠસાવવી જોઈએ કે આ પરસ્પરાવલંબન એક રીતે સૃષ્ટિનો કાયદો છે. માણસ એ પશુ ને પંખી સૃષ્ટિ પર, પોતાના ખોરાક માટે બહુ અંશે આધાર રાખે છે. પશુપંખીઓ વનસ્પતિ પર આધાર રાખે છે. આમ પરસ્પરાવલંબન એ જીવન સંગીતનો મુખ્ય સૂર છે, પણ એ સૂર બસૂરો એટલા માટે લાગે છે કે માણસે પરસ્પરાવલંબનનો અર્થ પરાવલંબન કે પરભક્ષણ એ લીધો છે.

આપણે બીજા પાસેથી લેવાનું છે પણ વિના બદલે લેવાનું નથી, કાંઈક બદલો આપવો જ જોઈએ. જો ન આપીએ તો ઘડીભર આપણે કદાચ ફાવીએ પણ આખરે આપણને જ નુકસાન થાય. ધરતી માણસને આપશે—પણ ખાતર આપશું તો જ, ગાય માણસને આપશે પણ ખાણ આપશું તો જ. પણ માણસ માણસની આપલે વચ્ચેથી એ સૂત્ર ભુલાઈ ગયું છે ને વિનામૂલ્યે વિલાસી રાજાઓના કરરૂપે, સામ્રાજ્યવાદી રાષ્ટ્રોની ખંડણીરૂપે ને મૂડીવાદીઓને શોષણરૂપે બીજા પાસેથી કંઈ લેવામાં અનુચિત છે તેનું ભાન સરખું રહ્યું નથી. પરિણામે ઘડીભર એ ચાલે છે પણ અંતે વેર, ને બળવો તે જ માર્ગે ઊપડે છે. વસ્તુતઃ જેને આપણે દહાડે ને દહાડે ઘસાઈએ તે આપણને આપી શકે ક્યાંથી? તેની આપવાની શક્તિ ઘટતી જાય તે બાબત એમ તેવી વાત છે પણ આ વાત લોભ ને મોહથી આંધળા થયેલ માનવને સમજાતી નથી—તેથી કટાઈને ફેંકાય બીજે છેડે જઈને સ્વાવલંબનની વાત

કરે છે. પણ આજે સાચો ઉપાય સહકારપૂર્ણ પરસ્પરાવલંબન છે. શાળામાં જે ઉદ્યોગ દાખલ થાય તેમાં સમગ્ર સમૂહ એકબીજા સાથે ગૂંથાયેલો છે, ને એકની ઇજા અન્યની ઇજા છે તેવું દેખાય તેમ આયોજન થવું જોઇએ; એમાં જે ભૂલ કરે છે તે સુંદર રીતે ચાલતા એક યંત્ર ચક્રની ધરીઓ ભાંગી નાખે છે.

તેવી જ રીતે જ્યારે પરસ્પરાવલંબન પર આધાર રાખવો હોય ત્યારે પ્રત્યક્ષ અનુભવ કરતાં પરોક્ષ હકીકતો પર આધાર રાખવો પડે તે દેખીતું છે. રાજ્યતંત્રનો જ દાખલો લઇએ. જ્યારે રાજતંત્ર બેચાર ગામનું હોય ત્યારે હરકોઇ માણસ એ તંત્રમા પડનાર વિષે જાત અનુભવે જ મત બાંધી શકે છે; પણ જ્યારે રાજ્યતંત્ર દેશવ્યાપી થાય ત્યારે એમાં જનાર માણસનો જાતઅનુભવ લેવો શક્ય નથી, પણ એની વિચારણા, એનાં સત્રોની વિચારણા, એનો અભ્યાસ, એનું ધંધાનું જીવન, એનો ઇતિહાસ, એનો કાર્યક્રમ આવી જુદી દિશાએથી જુદા જુદા માણસોએ મેળવેલી હકીકતોને જાણી, એનો મેળ મેળવી, એમાથી કોઇક નિર્ણય પર આવવાનું રહે છે.

પરસ્પરાવલંબી સમાજના એકેએક નાગરિકે આ ગુણ કેળવવાના રહે છે; જેમ વૈજ્ઞાનિક નજીકની જાડી વસ્તુ હોય તો આંખે જોઇ લે છે, પણ દૂરની કે નાજુક વસ્તુ હોય તો દુરબીન કે સૂક્ષ્મદર્શકયંત્રની મદદ લે છે. તેમ આ વિશાળ સમાજના નગરજનને આવા પરોક્ષ અનુભવ પરથી નિર્ણયો બાંધતી તર્ક ને કલ્પનાશક્તિ કેળવવાં જોઇએ.

જે પરસ્પરાવલંબી સમાજ આપણે સ્વેચ્છાએ, અનિચ્છાએ કે બેદરકારીથી ઊભો કર્યો છે તે સમાજનો પાયો ગણિત, યંત્રશાસ્ત્ર, રસાયણવિદ્યા ને ભૌતિકવિજ્ઞાન છે. પાકને નુકસાન કરનારા જીવડા, પાકને મદદ કરનારાં જીવડાં, દૂધને બગાડનારા, આથો લાવનારા

કીટાણુઓ, જળ, વાયુ ને વીજળીની શકિત આ બધી શોધોએ આપણા વર્તમાન સમાજની રચના કરી છે. તંદુરસ્તી ને આયુષ્યનું સામાન્ય પ્રમાણ જે વધ્યું છે તેનું કારણ પણ આ શાસ્ત્રોનો વિકાસ છે. એટલે શાળામા ભણતા બાળક સો વર્ષ પહેલા જે સામાન્ય આંકના પનાખા કરીને ઊંડી જતા તે આજે ચાલે નહિ. તેણે ઊંચી કક્ષાનુ પરોક્ષ ગણિત શીખવું જ રહ્યું, અથવા તો છેવટે ફેંકાઇ જવું રહ્યું. શાળામા રસાયણવિદ્યાના ચમત્કારો બાળકને બતાવવા જોઇએ. તેમજ ભૌતિક વિજ્ઞાન ને યંત્રવિદ્યા ચારે બાજુ કેવી રીતે પથરાયા છે ને તેના અભાવે શું થાય, તેનો સ્પષ્ટ ખ્યાલ તેને અપાવો જોઇએ.

સાથેસાથ આ વિદ્યાઓનો કેટલાક માણસે સંહારમા ઉપયોગ કરી એ વિદ્યાઓને કેવી લજવી છે, તે પણ તે જાણે તે જરૂરી છે.

પણ આપણી શાળાઓમાં જે બીજી બે બાબતો તરફ ધ્યાન ખેંચાવું જોઇએ તે નીચેની છે.

*આ બધા વિકાસનું મૂળ વૈજ્ઞાનિકોની પ્રયોગશકિત છે. યુરોપના* ખ્રિસ્તી ધર્મે આ પ્રયોગશક્તિને ડાભવા અનેક પ્રકારના અત્યાચારો કર્યા હતા, ગેલેલીઓ તેનું પ્રસિદ્ધ ઉદાહરણ છે. પણ વિશ્વપ્રકૃતિએ આવરેલ ગાઢા પડને ભેદવા માટે જે પ્રયોગો એ મરણિયા વૈજ્ઞાનિકોએ કર્યા તેણે સમાજને ખુદ ખ્રિસ્તીધર્મને પણ નવું દર્શન આપ્યું. આ વૈજ્ઞાનિકોનાં જીવનો એ બાળકો માટે પ્રેરણાગાથા જેવા છે. એમા પરિશ્રમ, શ્રદ્ધા ને સત્યની, અનન્ય ખોજની ત્રિવેણી વહી રહી છે, આ જીવનનું પારાયણ એટલે આવા પ્રયોગોનું પારાયણ છે.

આપણી શાળાઓમાં કોઇ પણ પ્રકારના પ્રયોગને ભાંગફોડની ચીના બહાર જવાની વિદ્યાર્થી-સમૂહ માટે અનુકૂળતા છે ખરી ? એ ન હોય, ત્યા સુધી આપણે નવા સમાજને અનુરૂપ થવાના

નથી. અજ્ઞાતનાં, અણદીઠના બારણાં ખોલવાનું સાહસ ને સ્વાતંત્ર્ય આ નવા વિજ્ઞાનથી વિકસતાં સમાજનો પાયો છે. જ્યારે આપણી શાળાઓમાં અશ્મપલાંઠીમાં શોભતાં નિર્જીવ પૂતળાંઓનું સંગ્રહ સ્થાન છે. કોઇ કહેશે કે આપણે કયાં મરી ગયા છીએ? હા. ઘણી વાર ઊંચી તોખમના ઘોડા પર ભૂલ ભૂલમાં ગીંગોડા ચોંટી રહે છે, પણ લાંબો વખત નહિ.

આ પરસ્પરાવલંબી સમાજમાં જે ચોથી વાત જરૂરી છે તે વ્યક્તિસ્વાતંત્ર્યની આખી કલ્પના બદલવાની. માણસ જ્યાં સુધી એકલો હોય ત્યાં સુધી રાતના મોડો આવે તો ચાલે પણ ઘર માંડયા પછી એમ બની શકતું નથી. મોડે સુધી રખડવાની સ્વતંત્રતા પર આમ કાપ આવે છે. પણ સામે પક્ષે એક જૂની પરતંત્રતામાંથી મુક્તિ મળે છે. દા. ત, રાંધવાની. ઘર સાચવવાની, બાળકો સાથે ખેલવા-રમવાની. આથી એક વિશેષ પ્રકારનું સુખ પણ મળે છે.

હવે જો એ કોઇવાર અજ્ઞાનમાં કે ચીડમાં એમ કહે કે ઘર માંડીને મેં મારી સ્વાધીનતા પર કાપ મૂકયો છે. સુખને ક્ષીણ કર્યું છે તો એ એકાંગી સત્ય છે. પૂરું સત્ય તો એક પ્રકારની સ્વાધીનતા ને સુખને બદલે બીજી કોટિની ને ઊંચી કોટિની સ્વાધીનતા ને સુખ સગવડ એણે મેળવ્યાં છે.

જે જંગલી અવસ્થામાં માણસ સ્વતંત્ર હતો એમ કહીએ છીએ તે અવસ્થામાં માણસ ખરેખર બહુ ઓછે અંશે સાચે જ સ્વતંત્ર હતો. અલબત્ત રસ્તા પર ગમે ત્યાં ચાલે તો પણ એને રોકટોક કરનાર પોલીસ નહોતી એ વાત સાચી. પણ પોલીસ કરતાયે કયાંય નિષ્ઠુર ને સર્વવ્યાપી કુદરત એના દુશ્મનની જેમ ચારે બાજુ વીંટળાઇને પડી હતી. ઊનાળામાં પાણી વિના એને રહેઠાણ બદલાવવું પડતું. ચોમાસામાં મચ્છરો એને કરડી ખાતા, શિયાળામાં ઠંડી એને

બહાર નીકળવા ન દેતી આમ એની સ્વતંત્રતા પર અગણિત કાપ હતા, ને વાસ્તવિક રીતે આજના સામાજિક મનુષ્ય કરતા એ વધારે પરાધીન હતો. આ સામાજિક મનુષ્યને, જો એ જમણી બાજુએ ચાલતા હોય તો પોલીસ રોકે છે ખરી, પણ ચોમાસાના વરસાદમાં છત્રી, ને શિયાળાની ટાઢમાં ઉનનો ઓવરકોટ એની જીવનયાત્રા નિર્વિઘ્ને ચાલવામાં મદદ કરે છે, એટલે વિચાર ને યોજનાપૂર્વકનો સંયમ એ સ્વાતંત્ર્યનો વિરોધ નથી પણ સ્વાતંત્ર્યનું વધારે ઉપયોગ કરવાનું જ સાધન છે. ડાબી બાજુ ચાલવાના નિયમને લીધે હરવાફરવાનું સ્વાતંત્ર્ય ઘટતુ નથી, પણ વધે છે. એ ન હોય તો અથડામણો થાય ને ઊલટું હરવાફરવાનું ઓછું ને વિઘ્નવાળું બને.

જો સમાજને એકબીજા પર અવલંબતો રાખવો હોય તો પરસ્પર સાથે ગોઠવાઈને જ રાખી શકાશે. આ ગુણ ન હોય તો વર્તમાન સમાજને ઘર્ષણ સિવાય ચલાવવો શક્ય જ નથી. ને જેટલું ઘર્ષણ વિશેષ ને કાયમી તેટલી આ સંયમિત સ્વાતંત્ર્યમાંથી જન્મતા સુખની તકો ઓછી. આ સ્વાતંત્ર્ય અલબત્ત વ્યક્તિજન્ય નથી. સમાજની બધી વ્યક્તિઓએ મળીને ગોઠવેલી એક યોજના છે. આ યોજનાથી વ્યક્તિનો વિકાસ ઘટતો નથી પણ વધે છે. આ વાત શાળાની સ્વચ્છતા, શાળાનો ઉદ્યોગ, વર્ગોની વ્યવસ્થા, રમતોનું સંચાલન, વિદ્યાર્થીની તકરારો આ બધામાં અનુસંધિત થવા જોઈએ. ખાસ કરીને ઉદ્યોગમાં જે ઉદ્યોગ આ શરતો પૂરી ન પાડતો હોય તે વર્તમાન સમાજ માટેના આવશ્યક ગુણોને ખીલવતો નથી તેમ સમજી તેના પર નવેસરથી વિચાર કરવો ઘટે. નિષ્ણાત ઉદ્યોગશિક્ષકો આના પર વિચાર કરશે.

સામાન્ય અર્થજીવનમાં પોતાનું કર્તવ્ય અદા કરવાની લાયકાતો તો શિક્ષણે આપી, પણ માણસની ભૂખ તેટલાથી ભાંગવાની નથી. તે

અન્નજીવી છે પણ અન્નલક્ષી નથી. તેનું લક્ષ્ય તો સર્વવ્યાપી પ્રેમ કેળવવાનું છે; આ કેમ બને ? અગાઉ કહ્યું તેમ માનવચિત્તને ફળરૂપ કરવા કઇ રસધારાની જરૂર છે ? તેનો વિચાર કરીએ.

આપણે જોયું કે શિક્ષણે બેવડું કામ આપવાનું છે એક છે શિક્ષણ લેવા આવનારને એની દાળ–રોટી મેળવવાની આવડત આપવાનું ને બીજું છે એના ચિત્તને રસમય, ફળરૂપ, આનન્દિત ને સંવેદનક્ષમ બનાવવાનું. દાળરોટી રળતા શીખવવાનું કામ ઘણા જાણે શિક્ષણના પ્રદેશમાં લેતા અભડાય છે, જાણે એ ઊતરતી કોટિનું શિક્ષણ હોય ને ! આ કલ્પનાનું મૂળ આપણા સમાજમા પરોપજીવી ને શ્રમજીવી વર્ગોના ભેદો છે. પરોપજીવી વર્ગોએ સંસ્કારિતાના શિક્ષણનો–ને તે જ શિક્ષણનો અનુભવ લીધો છે. દાળ–રોટી મેળવવાની વિદ્યા ભણવાની એને જરૂર પણ નથી લાગી, ને એ વર્ગ જ કરતો કરાવતો હોવાથી પોતાને જે જરૂરી નથી લાગતું–તેને બિનજરૂરી ગણ્યું છે ને મહેનતુ લોકો કાળી મહેનત કરે છે તેમા સંસ્કાર કે વિજ્ઞાન કે રસ કશું નહિ ભળવાથી એ મહેનત જડ ને ભારરૂપ બની છે. મહેનત વિષે આવું હલકા સંસ્કાર વર્ગે જોયું હોવાથી એમને દાળ–રોટીના શિક્ષણને કેળવણીના ક્ષેત્રમા દાખલ કરતા સૂગ ચડે છે. એને થાય છે કે સરસ્વતીના મંદિરમા આ મૂળા, વેંગણ ને ચીભડાની દુકાન કયા મંડાણી !

એ ભૂલી જાય છે કે આવી કાળી મહેનતના કારણે જ આ જગત દાળ–રોટી પામે છે ને સંસ્કાર એ અફાટ જનસમુદાયને ન અપાતા થોડા મૂઠીભર લોકોની આગવી મિલકત બની હોવાથી કૃત્રિમ બન્યા છે ને મહેનત નિરસ બની છે.

આમ હોવાથી દાળ–રોટીનું શિક્ષણ સંસ્કારના શિક્ષણની જોડાજોડ અપાવું જ રહ્યું–જેથી એ દાળ–રોટી મેળવવાનો બોજો સૌ પર વહેંચાઇ જાય, ને દાળ–રોટીના ધંધામા સંસ્કાર પ્રવેશે વસ્તુતઃ

જેને આપણે સંસ્કારિતા કહીએ છીએ તે આચારમાં એક રસ કરવાની વસ્તુ છે. ફળનો એકેય કોશ જેમ રસ વિનાનો હોતો નથી તેમ માનવીનું એકે ય કામ સંસ્કારિતા વિનાનું ન હોય તેની વાણી, તેનું હલનચલન તેનો પોષાક, તેનું આતિથ્ય, તેની આજ્ઞા અને તેનો વિરોધ પણ સંસ્કારિતાથી સુગંધિત થયા હોવાં જોઇએ-પ્રાણ જેમ શરીરના એકેએક કોશમાં વ્યાપેલો છે તેમ સંસ્કારિતા કાર્યમાત્રમાં એકરસ થવી જોઇએ પણ આ સંસ્કારિતા આવે કેવી રીતે ? ઉદ્યોગ દ્વારા ? કર્મ દ્વારા ?

જો ઉદ્યોગ દ્વારા જ આવતી હોત તો બધા ઉદ્યમી લોકો સંસ્કારી હોત. પણ તેવું દેખાતું નથી. તો આ સંસ્કારિતાની સુગંધ અંતરમાં કયા બારણેથી પ્રવેશે છે ?

સંસ્કારિતા કયા સાધન દ્વારા આવે છે તેની ચર્ચા કર્યા પહેલા સંસ્કારિતાનો અર્થ શું ધારીએ છીએ તે સમજી લઇએ.

અમુક માણસ સંસ્કારી છે એમ જ્યારે આપણે કહીએ છીએ ત્યારે આવા આવા ગુણો આપણી નજરમાં હોય છે.

પરમ સહિષ્ણુતા, આર્દ્રતા, કોમળતા, સુરુચિ ને સુઘડતા, કલ્પકતા, અન્યાય કરતા હૃદય ડંખે તે.

આ બધા ગુણો વચ્ચે જો સાંકળરૂપે ચાલતો કોઇ વિચાર હોય તો એ મારા જેટલો જ બીજાને પણ અધિકાર છે. મારા જેવા જ બીજાને પણ સુખદુઃખ છે, મારા જેમ જ બીજાને પણ આશાનિરાશા છે તેવી જાગ્રત લાગણી.

## आत्मनः प्रतिकूलानि परेषां न समाचरेत्

જે માણસ હું જ છું, બીજા મારા માટે જ સર્જાયા છે, આજે આને જીત્યો, કાલે બીજાને જીતીશ હુ જેતા, હું ભોક્તા એમ રટયા કરે છે તેને ગીતામાં તામસી પ્રકૃતિ કહી છે. તામસી એટલે જડવિશ્વ ચારે બાજુ લાગણી ચિંતન, ને ભાવોથી ઉભરાય છે તેનો

જેને ખ્યાલ પણ નથી આવતો તે.

બીજો માણસ કહે છે–હું પણ છું. તું પણ છે. હું પણ જીવું, તું પણ જીવે, આપણે સાથે જમીએ, સાથે રમીએ, સાથે વિકસીએ, આ છે સંસ્કારિતાનો પાયો.

આ પછી પણ ત્રીજો પાયો છે. ને તે તું જ છે. હું છું જ નહિ. તુંહી, તુંહી–તે આધ્યાત્મિકતા. પણ તેનો આપણે અહીં વિચાર ન કરીએ. વ્યાપક શિક્ષણ બીજા આદર્શે પહોંચી શકે.

પોતાનાં સુખદુઃખ જેમ જ બીજાનાં સુખદુઃખોનો જાગ્રત ખ્યાલ, તે માટેની કોમળ, આર્દ્ર લાગણી આ શિક્ષણ લેનારમાં કેવી રીતે ઊભા થાય?

મને લાગે છે કે શિક્ષણમા એનાં ત્રણ મોટાં સાધનો છે. ને તે સાહિત્ય, સંગીત ને સર્જનાત્મક શ્રમ.

સામાન્ય રીતે માણસ માણસ પાસેથી શીખતો હોય છે. એટલે જ શિક્ષણકાળ દરમિયાન એને માનવતાના નમૂના સમા માણસોનો સંસર્ગ થાય તેવી ગોઠવણ કરવાની હોય છે. પણ બધી વખતે તેવી ગોઠવણ પાકી ને વ્યાપક કરવાનું મનુષ્યસમાજમાં શક્ય હોતું નથી. એવા સુંદર નમૂનાઓ જૂજ હોય છે. ને બાળકો તો આંગણે આંગણે અવતરે જ છે. ત્યારે એમને આવા માનવોનો સત્સંગ કેમ કરાવવો. સાહિત્ય એ આવા માનવતાના નમૂના સમા નરોનો સંગાથ મેળવવાનો સેતુબંધ છે. એના પર થઇને વર્તમાન કાળના લોકો–કાળને હરાવી શકે છે. ભૂતકાળમા એમના જેવીજ મુશ્કેલીઓમા માનવતાનું દીપું હોલી જવા દીધા સિવાય માનવતા તે વીરોએ કેમ ઉગારી તેનો અનુભવ લઇ શકે છે.

એટલે સાહિત્ય એ વાંચન નથી. તે પુસ્તક શબ્દ ભંડાર નથી– તે સત્સંગ છે. જો સાહિત્ય સત્સંગ ન કરાવી શકે તો એ શિક્ષણનું

વાહન બની શકવાનું નથી. ને જ્યારે જ્યારે એ શિક્ષણ આપી શકે છે ત્યારે જીવતા સત્સંગ સમું વીર્યવાન ને સત્ત્વ હોય છે. હાલતાં ચાલતાં, મથન અનુભવતાં, નિચોવાઇ જતાં છતા નહિ નમના સ્ત્રી-પુરુષોના એક ભવ્ય સમૂહ વચ્ચે આપણને એ લઇ જાય છે. એ કલ્પનાપ્રધાન હોવા છતા એ માનવના અંતરની કલ્પનાઓ ને વિવિધ અનુભવોનું એવું દર્શન કરાવે છે કે વર્તમાન કાળમા જીવતાં માનવોના દર્શન ભાગ્યે જ કોઇની પ્રત્યક્ષ સોબત પણ એવું દર્શન કરાવી શકે. કવિ-સ્વયંભુ ને મનીષી આ માટે કહેવાયા છે.

આ કામ સાહિત્યને નામે જે બધું આજે છપાઇ રહ્યુ છે તે ન કરી શકે તે વાત સાચી છે, પણ બધાનું આપણે કામ પણ નથી. ખેતરમા એક કૂવો હોય તો પણ બધી જમીનને સીંજવી દઇ શકે છે. એટલે ઉત્તમ કોટિનું જે ચિરંતન સાહિત્ય વિશ્વના વિવિધ દેશોમાં સર્જાયું છે-તેમા શિક્ષણ લેનારાઓ નાહી શકે તેવી ગોઠવણ શિક્ષણક્રમમા થવી જોઇએ. આવા સાહિત્યનું પારાયણ કે શ્રવણ તે ઘડીએ ભલે કનત્ય બાહ્ય કર્મ જ લાગે પણ ખેતરમાં દટાઇ ગયેલાં બીની જેમ એ ઋતુ આવતા મબલક પાક આપશે તેવી શ્રદ્ધા છે.

એક વાત છે કે રામાયણ-મહાભારત ને ઉચ્ચકોટિના નવલકથાઓની જેમ જ ઉત્તમકોટિના જીવનચરિત્રો પર આ સાહિત્ય શિક્ષણમા બને તેટલો વધુ ભાર મુકાવો જોઇએ. દુર્ભાગ્યે, સાહિત્ય દૃષ્ટિએ સુંદર ને ચરિત્ર લેખનની દૃષ્ટિ દોષવિહીન ચરિત્રગ્રંથો આપણે ત્યાં લગભગ નથી. શિક્ષણ લેનારાને માટે એ કાઇ નાનીસૂની ખોટ નથી.

સંગીતનુ તો વર્તમાન શિક્ષણમાં સાહિત્ય કરતાંય ઓછું સ્થાન છે. જીવનના ભાવોને સંગીત મૂળમાથી કેવા હલાવી શકે છે! લાગણીઓની તીવ્ર સંવેદન શક્તિનું શિક્ષણ સંગીત જેવું ભાગ્યે જ બીજું કોઈ આપી શકે પણ હું એમાં અભ્યાસી નથી એટલે વિશેષ લખતો નથી. ચિત્રકળા પણ આપણી કેટલી

શાળામાં છે ? પ્રાથમિક શિક્ષણમાં છે ખરી ? જ્યાં છે ત્યાં પણ એ કલ્પના–ભાવો, સુરુચિ કેળવવાનું એક સાધન છે એમ વિચારાય છે ખરું ?

વસ્તુતઃ વિશ્વને વિવિધ બાજુથી ભેટવાના જે ઘણા સાધનો છે તેમાનું એક સાધન આ કળા છે. વિશ્વ રંગો ને રેખાઓથી ઊભરાય છે. આપણે તેની સાથે આપણું અંતર તરબોળ કરી દઈએ તો, ઘણા રાગદ્વેષો ઓછા થઇ જાય ને રાગદ્વેષો ઓછા થાય એટલે જગ જીત્યા ને !

આનંદહીન મનુષ્ય બીજાના આનંદોનો નાશ કરવાનો વ્યવસાય લે છે. પણ જેનું મન આનંદથી પરિપૂર્ણ હોય તે તો બીજાની પ્યાલીને પણ ભરી દેશે. આ આનન્દના પ્રબળ સાધનો ઉપર કહ્યા તે છે ને તે આનંદાનુભવ દ્વારા ઉપર કહ્યા ગુણો પણ કેળવાય છે.

શિક્ષણમાં સંસ્કારિતા માટેના આવશ્યક ગુણો આ ત્રણે સાધનો દ્વારા વ્યાપક રીતે કેળવી શકાય છે, પણ તેનો અર્થ બીજાં સાધનો નથી તેમ ન ગણવું. હરકોઇ પ્રસંગ કે કર્મ જેમાં નિર્દોષ–સહજ સરસ જીવંત સૃષ્ટિનો સંસર્ગ મળે તે આવી કેળવણીનું સાધન છે જ. બગીચાનો ઉછેર, વાછરડાની દોસ્તી ને સાવજત, મરઘાપાલન, સામુહિક ઉત્સવો, વ્યાપક રોગો વખતે માંદાની સારવાર દ્વારા થતો માનવ પરિચય, આ બધાં સાધનો છે જ, ને તેનો પણ પૂરેપૂરો ઉપયોગ થવો જોઇએ.

## (૧૧)

# ઇતિહાસ શિક્ષણ શા માટે ને કેમ?

**આ**પણી શાળાઓમાં ઇતિહાસનું શિક્ષણ ઠીક ઠીક મહત્ત્વનું સ્થાન ધરાવે છે, ને તેનું મહત્ત્વ દહાડે દહાડે વધે તેવા સંજોગો છે. ઇતિહાસના જુદા જુદા પ્રકારના અભ્યાસક્રમો ને પાઠ્યપુસ્તકો રચાતા જાય છે, સાથોસાથ કિશોરલાલભાઇ જેવા સુરી વિચારકો આ ઇતિહાસ શિક્ષણની ઉપયોગીતા વધારે પડતી અંકાય છે તેવું પણ કહેતા સંભળાય છે.

બહુ ઊંડા ઊતર્યા સિવાય વિચારીએ તો એટલું દેખાશે કે દરેક કાળે લોકોએ ભૂતકાળના બનાવોને સંઘરવાનો પ્રયાસ કર્યો છે. એટલું જ નહિ પણ ચીવટાઇથી તે બાળકોને મળે તેવી ગોઠવણ પણ કરી છે. જેને આપણે જંગલી કે પછાત જાતિઓ કહીએ છીએ તે પણ આમાં અપવાદ નથી. તેને ઘણીવાર આપણે લોકસાહિત્ય, કંઠસ્થ સાહિત્ય કે દંતકથાઓ કહીએ છીએ. પણ જો તેની અભ્યાસપૂર્ણ છણાવટ કરવામાં આવે તો જરૂર દેખાય કે એમાંનું મોટાભાગનું સાહિત્ય આજે આપણે જેને ઇતિહાસ કહીએ છીએ તે કોટિનું છે. ઢંઢના ગરોડાઓ, કણુબી કે ગામના ભવાયા, ભાટચારણો, પુરાણિકો, શુમ્લો, જંગલી જાતિઓના જાદુટોણાવાળાઓ સૌને તેમના સમાજે મુખ્યત્વે એક જ કામ ભળાવ્યું હતું ને તે, તે તે સમાજની 'વિકાસવાર્તા' સાચવી

રાખવાતું. એમ કહીએ કે એમાં તો ઘણી કપોલકલ્પિત ને અમાનુષી ને જૂઠી વાતો સંઘરાઇ છે; તો એ આક્ષેપ ચાલુ ઇતિહાસને પણ લાગુ નથી પડતો એમ નથી. ઇતિહાસ નહિ ભણાવવાવાળાની મુખ્ય દલીલ એ છે કે ઇતિહાસમાં સાચા ખોટાનું એવું મિશ્રણ થઈ ગયું હોય છે કે એમાંથી સાચું તારવવું મુશ્કેલ છે; ને તે જો તારવી ન શકાય તો ભણાવવું શું ?

ઇતિહાસમાં જાણીબૂઝીને, કેટલીકવાર તે સમાજ ખરેખર તેમ માનતો હોય છે તે માટે, ને કેટલીકવાર સાચેસાચી વાત મેળવવી શક્ય જ નથી હોતી તેથી જૂઠાણું ભળે છે; પણ તેથી ઇતિહાસના શિક્ષણને છોડી દેવાના વિચાર પર જવું તે યોગ્ય નથી.

સમાજને ઇતિહાસ શીખવ્યા સિવાય ચાલ્યું નથી. ( તે છાપેલો હોય કે કંઠસ્થ હોય ) તેનું કારણ એ છે કે વ્યક્તિને સમાજનો ઘટક હોય છે તેને સમાજ સાથે સતરને તાંતણે બાંધવો તે અનિવાર્ય છે. ને દરેક સમાજના મૂળ ભૂતકાળમા હોય છે. આકાક્ષા ભવિષ્યમાં હોય છે. તેના પ્રત્યક્ષ સંપર્કનું ક્ષેત્ર સાડાત્રણ ગાઉ જ હોઇ શકે, પણ તેના ક્ષેત્ર કલ્યાણના આધારનું ક્ષેત્ર સેંકડો હજારો ગાઉનું હોઇ શકે. આ વિશાળ ક્ષેત્ર સાથે એ પ્રત્યક્ષ દેહે સંકળાઇ શકે તેમ નથી. પણ તેનું મન જેટલું વિસ્તીર્ણ કરવું હોય તેટલું કરી શકાય. તેવી અનુકૂળતા કુદરતે આપી છે.

સમાજ ઇતિહાસદ્વારા આ અનુકૂળતાનો લાભ લે છે. પતિવ્રતા સ્ત્રી પોતાના પતિના સંસ્મરણ દ્વારા વિયોગને પચાવી શકે છે; તેમજ વ્યકિત પોતાના સમાજના બહુ મોટા અંશ સાથે સીધો ને જીવતો સંપર્ક ધરાવી શકે તે શક્ય નહિ હોવાથી તે સમાજના ઇતિહાસરૂપી સંસ્મરણ દ્વારા તેની સાથે એકતા સાધી શકે છે.

જે સમાજમાં આ એકતા ન અનુભવી શકતી વ્યક્તિઓ વધારે હોય તે સમાજ છિન્ન ભિન્ન થયા સિવાય રહે જ નહિ. આ દેશના ભાગલા તેનું સુપ્રસિદ્ધ ઉદાહરણ છે. મુસ્લિમો આ દેશમા ઘણા વખતથી

રહેલા હતા એમાના મોટાભાગના વાસ્તવિક રીતે મુસ્લિમો હતા પણ
નહિ, તે તો જેવા જ હતા, પણ એમની માનસિક એકતા અર્ધ
ચંદ્રાંકિત લીલા નેજા ને ખિલાફતવાળી શહેનશાહત સાથે ઇતિહાસ
દ્વારા જોડાઈ હતી પરિણામે સમગ્ર ભારતીય સમાજ એમને અલગ
પડતા અટકાવી શક્યો નહિ

થર્મોપિલીમા જે વીરો એકે એકે કપાઈ ગયા તેમની શહાદત
સ્થાને આટલુ જ કોતરાયુ કે 'હે મુસાફર! તુ સ્પાર્ટામા જઈને
કહેજે કે અમે સ્પાર્ટનોની જેમ સૂતા છીએ!'

વ્યક્તિ ભૂખાળ છે, કામુક છે, બીકણ છે, ટૂંકી, ને સ્વાર્થી દૃષ્ટિવાળી
છે, તેમજ તેને હાથે પગે ફરવાની એક મર્યાદા છે આ છતા એના
અસ્તિત્વ ને વિકાસનો આધાર એ જે સમાજમાથી પોતાના ધારણ
પોષણ ને સત્વસંશુદ્ધિ માટેની સામગ્રી મેળવતો હોય, તે સમાજ
અખંડિત અખૂટ અને અવિશુદ્ધ રહે તે છે કેટલીકવાર આ સમાજ
માત્ર કુટુંબ જેટલો જ વ્યાપક હોય છે ને વર્તમાન સ્થિતિમા એનુ
કદ દેશ વ્યાપી ને જગત વ્યાપી બનેલ છે બહારના આ સમાજની
વ્યાપકતાની જોડાજોડ માણસના મનની વ્યાપકતા પણ વધે ને સમાજે
આ કક્ષાએ આવતા કેવો પુરુષાર્થ કર્યો, કેવી ભૂલો થઈ તે જાણી
ચિત્ત વ્યાપક, જાગ્રત ને એકરસ બને તે ઇતિહાસ શિક્ષણનુ એક માત્ર
ધ્યેય છે માણસની માનસિક વફાદારી જ્ઞાતને કે નગરજનોને હોય જે
જ્ઞાત કે નગર શેઠ એના વર્તમાન અસ્તિત્વ માટે જરૂરી ન રહ્યો
હોય એના વર્તમાન વિકાસની જરૂરિયાત પૂરી પાડતા હોય ધારા
સભા કે પ્રદેશના રાજકીય કે સામાજિક આગેવાનો તો એના
ચિત્તમા બેસૂરુ વાજુ વગાડ્યા કરે આ બેસૂરુ ગીત જો નવી બાહ્ય
વ્યાપકતા સાથે નવા વ્યાપક ઇતિહાસશિક્ષણ દ્વારા જ બંધ થાય
દરેક સમાજને વહેલા મોડા પણ આ કાર્ય સિવાય ચાલતુ નથી
ફાટવાળી સ્થિતિ લાંબો વખત ટકી રહી શકતી નથી ઇતિહાસનો

હેતુ ને અનિવાર્યતા આપણે જોયાં હવે તે કઇ પદ્ધતિથી કેમ સંધાય તે હવે પછી જોશું.

આપણે આગળ જોયું કે ઇતિહાસનું શિક્ષણ દરેક સમાજે આપવું પડયું છે. ને તેનો હેતુ સમાજની ઓથે જીવીને વિકાસ સાધતી વ્યકિત સમાજની ભૂલોને વિકાસનાં પગલાં જોઇ તે સમાજની સાથે એકતા સાધી શકે તે સહેલ છે.

પણ સમાજના વિકાસને તેમાં થયેલ ભૂલોની નોંધ પૂરેપૂરી સાચી જ રખાયેલી હોય છે તેમ બનતું નથી. જેને આપણે સમાજનો વિકાસ કહીએ છીએ તે સીધી સાદી રીતે થયેલો નથી હોતો. વિકાસનાં પગલાં ભરાયાં ત્યારે સહુ સંમત હતા તેમ પણ બન્યું નહોતું. વિકાસ વિચારોનો થાય છે ને બીજો વિકાસ માણસોનો સંપત્તિ ઉત્પાદનમાં થાય છે. આ બંને પ્રકારનાં વિકાસમાં જૂના વિચારોવાળા, ને જૂની રીતરસમ પ્રમાણે સંપત્તિ ઉત્પન્ન કરવાવાળા વર્ગો હંમેશાં આડા આવે છે. સૈકાઓથી જે રીતે કરતા આવ્યા, માનતા આવ્યા, હોય તેના કરતાં જુદી રીતે વિચારવાનું કે આચરવાનું એમને ફાવે નહિ ને તેનાથી ખરેખર ફાયદો થાય તેમ માને પણ નહિ. આને લીધે એક માણસના એક વિચાર કે એક કાર્યને એક સમૂહ નિંદશે ને બીજો સમૂહ પ્રશંસા કરશે. સંભવ છે કે નિંદાને પ્રશંસા બંનેમાં અતિશયોક્તિ હોય. ને જેમ જેમ ઘર્ષણ વધતું જાય તેમ તેમ સ્વપ્રશંસાને પરનિંદાનું પ્રમાણ વધતું પણ જાય. અહીં આવી જૂની ઠકરાતોને ઉથલાવી નાંખી એક મુસ્લિમ રાજ્ય સ્થાપવાવાળા મુગલને અન્ય બાદશાહોની તવારીખ લખનાર બદાયુની-બારીખાન ને બીજા મુસ્લિમ ઇતિહાસકારોને તેની જ સામે તે જ પ્રસંગની તવારીખ લખનારા ભાટ-ચારણોના ઇતિહાસગ્રંથો જોતાં આ વાત સ્પષ્ટ દેખાઇ જશે. બદાયુનીને મન બધા કાફરો અધમ છે, ને ભાટ-ચારણોને મન મ્લેચ્છો-યવનો રાક્ષસો છે. બંને પક્ષ અતિશયોક્તિ

કરવામાં પાછી પાની કરતા નથી. કારણ કે એ તો બે વચ્ચેનો જીવન મરણ સંગ્રામ છે.

એટલે જ વિચારકો, ઇતિહાસમાં જૂઠું ખૂબ ભર્યું હોવાથી આમ તારવવું મુશ્કેલ છે તેમ કહી ઇતિહાસ શિક્ષણને ગૌણ કરવાની કે તજવાની વાત કરે છે. તેમની ફરિયાદ સાવ ખોટી નથી

પણ તેનો ઉપાય ઇતિહાસ તે નથી પણ ઉપાય એ છે કે ઇતિહાસ વિશાળ પટનો ભણાવવો. જો ગજગ્રાહ થયો હોય તેનો અંત તો આવ્યો જ હોય. આવ્યા પછી પાણી કાંઇક આછર્યાં પણ હોય ને કાળ જતા આગ્રહ, પૂર્વગ્રહો ને આવેગો ઓછા પણ થયા હોય વિવાદ પછી સંવાદનો જમાનો પણ હોય છે. આ બંનેનો જો આપણે અભ્યાસ કરીએ તો સર્વસાધારણ સત્ય ન જ મળી આવે તેવું નથી. મુસ્લિમ ને મરાઠા સમય અલગ અલગ ભણાવવાનો કશો અર્થ નથી. તેમ જ મરાઠા ને અંગ્રેજ સમયનું સમજવું.

આજે શાળાઓમાં ઇતિહાસ ભણાવાય છે તેમાં બીજા ઘણા દોષો છે પણ તેમાં મુખ્ય દોષ તેના ખંડો પાડી અલગ અલગ ભણાવાય છે તે છે. મનુષ્યનો અભ્યાસ કરવા માટે જેમ હાથ-પગ ફેફસાંનો અલગ અલગ અભ્યાસ કરે તો મનુષ્યનું રહસ્ય કદી હાથ ન લાગે તેમ ઇતિહાસમાં મૌર્યયુગ, ગુપ્તયુગ, પઠાણયુગ, મુગલયુગ, મરાઠાયુગ, અંગ્રેજયુગ, વગેરે ભાગલા પાડી જુદા જુદા ધોરણોમાં ભણાવાય છે પણ તેથી ભણનારના હાથમાં બીજું ગમે તે આવતું હોય પણ ઇતિહાસ તો આવતો નથી જ. સામાજિક વિકાસ એક અવિચ્છિન્ન પ્રવાહ છે. ક્યાંક સાંકડો છે, ક્યાંક પહોળો છે, ક્યાંક ધોધ છે, ક્યાંક ઊંડાણ છે ક્યાંક વળી સરસ્વતી જેમ નીચે અદૃશ્ય થઈને વહે છે. પણ તે અવિચ્છિન્ન છે. માનવ કોઈક આશાઓને ફળીભૂત કરવા સમાજમાં મથીને રહ્યો છે એ આશામાં મુખ્ય

આશા છે પોતાને ને અન્યને સુખી કરવાની. આમા આડે આવે છે કેટલીકવાર કુદરત, કેટલીકવાર પોતાનો સમાજ ને કેટલીકવાર ખુદ પોતાનુ અજ્ઞાન. દરેક દેશના માનવે પોતાની પરિસ્થિતિમાથી આ દિશામા જવા મથામણો કરી છે. આમા એ લોહીલુહાણ થયો છે ને લોહીલુહાણ પણ કરેલ છે. માનવનો આ ત્રિમુખી ધસારો એ ઇતિહાસનો વિષય છે. આમાં કોઇક દેશ-કોઇક કાળે એકાદ મોરચે આગળ વધી જાય છે. બાકીની બે હરોળોને પોતાની સાથે લાવવા મથી ગયાનો પણ, કાળ તે પછી આવે છે. એક મોરચા પરના જયપરાજયની અસર અન્ય મોરચા પર થાય છે. એક મોરચાવાળા બીજા મોરચાનું ધ્યાન નથી રાખતા તેથી ઘણીવાર સારા હેતુઓથી પણ ભૂલો થઇ છે. વસ્તુતઃ સાચા ઇતિહાસે આ ત્રણે મોરચા પર થયેલી હૃય કે પીછેહઠનું એકસૂત્રી સંકલન કરી સ્વચ્છ દૃષ્ટિ આપવી જોઇએ. પ્રાચીન કાળમા કુદરત સામેના વિગ્રહમા આ દેશે બહુ લોહીલુહાણ થવુ નથી પડ્યું સામાન્ય રીતે એ વખતે કુદરતની મહેર રહી છે. ને તેથી બાકીના બે મોરચા પર વીરત્વ બતાવનારા ને તેનો સામનો કરનારાઓની હિલચાલ તે વધારે જગ્યા રોકશે. પણ અંગ્રેજો આવ્યા ત્યારે આ વૈજ્ઞાનિક શોધખોળ આપણે ત્યા નહોતી ને તેને લીધે આપણે હાર્યાં. મરાઠા અંગ્રેજો કરતા શૂરવીરતામા ઓછા નહોતા, પણ ખડકીમા અંગ્રેજોની તોપે મરાઠાને હરાવ્યા, આ તોપો શા સારૂ આપણે ન શોધી ' આવી શોધો કરનારા માણસો શા માટે આપણે ત્યા પૂરતા પ્રમાણમા ન ઉપજ્યા ? સમાજનું ખોખુ કયા પ્રકારનું હતુ કે જેથી આવા માણસો ઊપજવાને અવકાશ ન રહે ? ને આનુ ખોખુ રાખવાના ઉલટ પક્ષે આજ કાળે કોને રસકાયદો હતો ? સામાન્ય અર્થમા જેને વૈયાક્તિક રીતે પવિત્ર જીવન ગાળનારા માણસો. મ્હીએ તેની તો તે સમયે પણ ખોટ નહોતી

આ સવાલોના ઉત્તરો ઇતિહાસ-શિક્ષણમાથી મળવા જોઇએ.

અંતિમ હદે લઇ જવા ઇચ્છનારા યુધ્ધેચ્છુઓ–ભાવનાશીલ પણ વાસ્તવને ન કબૂલનારા ક્રાંતિકારીઓને હરકોઇ દેશને હરકોઇ જમાનામાં ઉપયોગી થાય.

ને છેવટે ઇતિહાસ શિક્ષણે એક મોટા સવાલનો પોતાના લાંબા અનુભવે જવાબ આપવાનો રહે છે. ધર્મ ને નીતિશાસ્ત્ર રાત દિવસ માણસ જન્મે છે ત્યાંથી તે મરે ત્યાં સુધી એક વાત શીખવ્યા કરે છે કે સત્યનો જ જય થાય ને અધર્મથી જે ચાલે છે તેનો જડમૂળથી નાશ થાય; ધર્મપાલન કરવાથી જ સુખશાંતિ મળે ને અધર્મથી આપત્તિ આવે. ઇતિહાસ જે માનવજાતના સામાજિક અનુભવોનો દસ્તાવેજી સાહેદ છે તે આ વિશે શું કહે છે? આપણા પાઠ્ય પુસ્તકો જોઇને તો સામાન્ય માણસ પણ કહેવાનો કે એમાં જે રાજાઓ, છત્રપતિઓ સમ્રાટ છે તેઓ તો મોટે ભાગે ધર્મના નિયમોનું ઉલ્લંઘન કરીને જ થયા છે. ને ચાલુ ઇતિહાસમાં પણ મોટાભાગ એ શેકે છે. એક રીતે આ પ્રશ્ન છેવટે સાધ્ય–સાધનનો છે, બૂરાં સાધનો વડે સારો સમાજ રચી શકાયો છે ખરો? કે સાધન જેવું ને જેટલું શુદ્ધ તેટલી જ સિદ્ધ થઇ છે?

આ ને આવી સમસ્યાના ઉકેલમાં જો ઇતિહાસશિક્ષણ મદદ ન કરતું હોય તો હું ધારું છું કે એ બોજારૂપ છે ને તે ન હોય તે જ ઇષ્ટ છે. પણ ઇતિહાસે એનો ન્યાય આપવો જ જોઇએ ને આપી શકે તેમ છે.

ચાલુ અભ્યાસક્રમ આ સંબંધમાં કેટલી મદદ કરે છે?

સામાન્ય રીતે ઇતિહાસની જાણ સમાજની પ્રત્યેક વ્યક્તિને હોય તે સામાજિક જરૂરિયાત છે. પણ સામાજિક જરૂરિયાતોમા સમયે સમયે વધારે ઓછી અગત્ય આવવાના પ્રસંગો બને છે. તેથી ઇતિહાસના અભ્યાસક્રમ, પાઠ્ય પુસ્તકો વગેરેમા ફેરફાર કરવાનું હાથું થાય છે. આજે પણ આપણા દેશ તેમજ દુનિયાને માટે એ સૌની

જરૂરિયાત ઊભી થઈ છે એમ કહીએ તો ખોટું ન ગણાય.

મોટા ભાગની બૌદ્ધિક ને સંસ્કારિક પ્રવૃત્તિ સમગ્ર સમાજને ઉપયોગી હોવાથી જન્મી હોય છે, પણ એનો લાભ કે તેના પરનો કાબૂ મુખ્યત્વે તે વખતના સંપત્તિવાન વર્ગો જ ઉઠાવી શકે તેવું ગોઠવાઇ જાય છે.

હિન્દુસ્તાનનો ઇતિહાસ હિન્દુસ્તાનીએ શીખવો તે જરૂરી છે. પણ અંગ્રેજો અહીં રાજ કરતા ત્યારે ઇતિહાસ ભણાવાતો તેને એવી રીતે રજૂ કરાય કે જેથી અંગ્રેજોના રાજ્ય તરફ આદર ઉત્પન્ન થાય. ઓછામાં ઓછું અપ્રીતિ તો ઉત્પન્ન ન જ થાય. જેમ જેમ દેશની સ્વાતંત્ર્યની લડત આગળ વધતી ગઇ તેમ આમા ફેર પડતો ગયો. પાઠ્યપુસ્તકો ને અભ્યાસક્રમોનો ઉપરનો ખ્યાલ પર રચાયેલો કિલ્લો તો હજુ કાલે જ તૂટ્યો પણ બહારના હલ્લાને પરિણામે એમાં બાંકોરાં ઘણાં પડી ગયા હતાં. પંડિત સુંદરલાલજીનું પુસ્તક "ભારતમેં અંગ્રેજી રાજ" જપ્ત થયેલું ને થોમ્સને લખેલ 'બળવાની બીજી બાજુ" પર પણ પ્રતિબંધ મુકાયેલો. ૧૮૫૭ નું સ્વાતંત્ર્ય યુદ્ધ સિપાહીઓના બળવાને નામે જ ઓળખાતું. ઇતિહાસ શિક્ષણ એક સામાજિક જરૂરિયાત હોવા છતા એનો ઉપયોગ મુખ્યત્વે ચાલુ અન્યાયભરી પરિસ્થિતિને ટેકો આપવામાં જ થતો હતો. ને પરીક્ષકો એ ઢબે જો ઉત્તરો ન અપાય તો વિદ્યાર્થીને નાપાસ પણ કરતા હતા.

સ્વાતંત્ર્ય આવ્યા પછી આ ઇતિહાસ શિક્ષણમાં શું ફેર પડવો જોઇએ ? જે અનેક હકીકતોની નોંધ ઇતિહાસ આપણને આપે છે તેમાંની કઈ હકીકત ઉપર આપણે શિક્ષણમાં ઝોક દેવો જોઇએ ? આપણે પહેલાંજ એક વિચાર પર આવ્યા છીએ કે ઇતિહાસે વ્યક્તિ તેમજ સામાજિક જરૂરિયાત વચ્ચે સેતુ થવાનું છે.

આજે આપણી જરૂરિયાત શી છે ? મને લાગે છે કે સૌથી

ઇતિહાસ સારી ભાવનાઓ આપે તેટલુ જ કામ નથી એટલુ જ નહિ તે તેનું મુખ્ય કામ પણ નથી તે કામ ચરિત્રકિત નથી થાય સારા કાવ્યો, નાટકો, વાર્તાઓ ને નવલકથાઓના શિક્ષણ દ્વારા થઇ શકે ઇતિહાસ એ સામાજિક વાતો છે તેમા સમાજના પુરુષાર્થ ને પરિણામોની છબી ઉઠવી જોઇએ

આપણુ ચાલુ ઇતિહાસ શિક્ષણ એ આપે છે ખરુ ? પ્રા ને મા શાળામા શીખવાતો ઇતિહાસ મોટે ભાગે રાજવંશો ને તેના ઉમેદવારોનો ને તેની અદર અદરના ઝઘડા તથા ખટપટો, જુલમો ને છેતરપીંડીનો ઇતિહાસ છે એમાના ઘણા તો એમના સ્તરે સારા કે નરસા હોતા નથી તે છતાયે એ નામો ને વર્ષો વિદ્યાર્થીઓએ યાદ રાખવા પડે છે ને યાદ ન રાખવા માટે નાપાસ પણ થવુ પડે છે ઉપરાંત આ ખટપટો, જુલમો ને નરાતાર છેતરપીંડીના વાચનની બાળકોના ઉપર શુ અસર થતી હશે ?

ઇતિહાસનો જે મૂળ હેતુ ભૂતકાળના દીવાથી વર્તમાન ને ભાવિના અંધકાર ને અનિશ્ચિતતામા વ્યવસ્થિતતા ને નિશ્ચિતતા બનાવવા તે તો આમા ક્યાયે હોતો નથી દરેક વર્તમાનમા ભૂતના અવશેષ ને ભાવિના બી બંને પડ્યા હોય છે ને દરેક ભૂતમા વર્તમાનના બી પડ્યા છે ને તે છે તેથી જ ઇતિહાસ દીવો થઇ શકે છે તેનુ તો નામનિશાન પણ દેખાતુ નથી મોટા ભાગના માણસને ભૂતકાળમા તો જ રસ પડે કે એ વર્તમાન સાથે એનુ કાઇક અનુસધાન કે મળતા પણુ હોય તો, પણ એ વર્તમાન ઇતિહાસમા વિદ્યાર્થી જોતો નથી પરિણામે એને ને ભણાવનારને ઇતિહાસ ભારરૂપ થાય છે અનુભવની આજે નવા શિક્ષણમા જોરદાર હિમાયત થાય છે જો એની કોઇપણ વિષયમા જરૂર હોય અથવા પ્રાણરૂપ હોય તો એ ઇતિહાસમા જે પ્રશ્નો વર્તમાનમા ઊભા થાય છે તે ક્યા નઇ નવા હોતા એમાના ઘણાખરા નાના કે એવા જ સ્વરૂપમા ભૂતકાળમા આપણા

પૂર્વજો પાસે ઊભા થયા હોય છે. તે વખતે આપણા પૂર્વજોએ ડહાપણ અથવા મૂર્ખાઇ બતાવેલ હોય છે. ઉપરાંત આજના પ્રશ્નોના મૂળ ભૂતકાળમા હોય છે, આ દૃષ્ટિને મહત્ત્વનુ સ્થાન આપી ઇતિહાસ શિક્ષણના અભ્યાસક્રમની ગોઠવણ ને પઠન-પાઠન થવું જોઇએ આપણા વર્તમાનની એક સમસ્યા લઇએ, તે છે ધાર્મિક વિભાગો પ્રમાણે રાજ્યો વહેંચવાની વાત. આજે છે તે પ્રશ્ન વ્યાપક રીતે આજે જ આવ્યો છે પણ તેના મૂળ ભૂતકાળમા છે ને તે સમસ્યાને અણઉકેલ રાખીએ તો ભાવિ પર એક ચોક્કસ અસર થવાની છે.

આજે કોણે આ સમસ્યા ઊભી કરી છે ? ભૂતકાળમા આ રીતે વિચારનારા ને આજે હિમાયત કરનારા વચ્ચે કોઇ સરખાપણું છે ખરૂં ? આજે આ અલગ ધાર્મિક રાજ્યની પાછળ જેમ આર્થિક કારણો છે તેમ પહેલા હતા ખરા ? આ બધું સમજવામા ઇતિહાસે મદદ કરવી જોઇએ.

તેવો જ આપણો બીજો પ્રશ્ન છે પ્રાંતવાદ ફેલાય છે તે માટે રેલ-તાર-રેડિયો નહોતા ત્યારે તો પ્રાંતીય અભિમાન હોય તે સ્વાભાવિક છે, પણ આજે પણ તે જો જોર પકડે તો તેના મૂળ ક્યા છે ? ભૂતકાળમા મૌર્ય સામ્રાજ્યે ને બીજાએ આ પ્રાંતીયતા મટાડવા પગલા લીધા હતા ? ને કાળે એની સફળતા કે નિષ્ફળતાનો આંક શો આવ્યો ?

આ ને આવા પ્રશ્નોના જવાબો કાંઇ દરેક દેશને પોતાના ઇતિહાસમાથી મળે તેવું કાંઇ નથી સંભવ છે કે કોઇવાર એક દેશને પોતાના સવાલના ઉકેલમા બીજા દેશનો ઇતિહાસ પણ મદદ કરે.

સામ્રાજ્યવાદી રોમની ચડતી-પડતી સામ્રાજ્યવાદી બ્રિટનને જરૂર ઉપયોગી થાય.

ને ગ્રીસનો એથેન્સ અને સ્પાર્ટા વચ્ચેનો આંતરવિગ્રહ વર્ગવિગ્રહને

મોટી જરૂરિયાત ગણાવી જોઇએ અજેવું સ્વાતંત્ર્ય રક્ષવાની જો આ સ્વાતંત્ર્ય ન રહે તો કોઈ વિકાસ કરવાનો પ્રશ્ન ન રહે. એટલે ઇતિહાસે સૌથી પ્રથમ ઝોક દેવો જોઇએ સ્વાતંત્ર્યની અનિવાર્ય જરૂરિયાત ઉપર.

આ સ્વાતંત્ર્યની રક્ષા માટે જરૂરી ખડતલ પણું, એકદિલી, કુંપણા પર અંકુશ, પ્રાંતીયતાનો ત્યાગ, કોમવાદને તિલાંજલી આ બધા ગુણોની દૃષ્ટિએ ઇતિહાસમાંથી વાર્તાઓ પસંદ કરવી જોઇએ. આનો અર્થ એ નથી કે આ ગુણોવાળી જ વાર્તાઓ પસંદ કરવી. આ ગુણોના અભાવથી આપણા દેશમાં શું થયું તેવી વાર્તાઓ પણ નિસંકોચપણે મૂકવી જોઇએ રાષ્ટ્રની નિર્બળતાઓ છુપાવનારા ઇતિહાસ-ઇતિહાસનો હેતુ પાર પાડી શકે નહિ. બીજું આ ગુણોનું પારાયણ શરૂઆતના ધોરણમાં કરી ઉપલા ધોરણમાં બંધ કરવાનું બને છે તેમ નહિ બનવું જોઇએ તે તો આદિથી અંત સુધી ચાલવું જોઇએ, શરૂઆતમા સાદી વાર્તા જેમને ઉંમરે પ્રૌઢ, ગંભીર ને તલસ્પર્શી આલોચનાથી.

સ્વાતંત્ર્યની રક્ષા માટેની સતત જાગૃતિ પછી જે બીજો ગુણ આપણી પ્રજામા આપણે ઉતારવો જોઇએ તે છે યથાર્થ પરિશ્રમ બુદ્ધિનો.

આને માટે ઇતિહાસ વિષેની આપણી દૃષ્ટિ ખાસ બદલવી જોઇએ જેમણે સમાજને શરીરશ્રમ દ્વારા ઊંચે લીધો છે તેવા વર્ગના મુગટ જેવા આગેવાનોને આપણે વિદ્યાર્થી પાસે ખડા કરવા જોઇએ. આ લોકોની અસર તે કાળના કે વર્તમાન કાળના સંપત્તિવાનોના આશ્રે રહેનાર પ્રકાશમા આવેલો પોટો રમનાર ઇતિહાસકારોએ ભલે ન નાંધી હોય, પણ તેમની ચોક્કસ અસર તેમના શ્રમજીવી સમાજ પર થઇ જ હોય છે. થોડા રોજ પર એક કુંભાર ભગતને મળવાનુ

થયું. તેનું કુટુંબ સાત પેઢીથી વૈદું કરે છે. પણ કેવળ નિસ્પૃહ રીતે. સવારના આઠથી બાર સુધી દરદીઓ તપાસે, દવા લખી આપે ને બપોર પછી ચાકડો ચલાવી આજીવિકા મેળવે.. દરદીઓ પાસેથી કશી ફી લેવાની નહિ. દરદીને ત્યાં જમવાનું પણ નહિ; પાણી પણ પીવાય નહિ; દવા લખી જ આપે; પોતે બનાવીને વેચે નહિ. કારણ કે વખતે એમાં નફો લેવાનું મન થઈ જાય; છતાં કોઇ દવા બનાવવાનાં સાધનો લાવે તો સામે દેખરેખ રાખી બનાવી દે. આજકાલ કરતાં આજ રીતે જીવતા ૬૦ વર્ષ થવા લાગ્યાં. દૂરદૂરના ગાડાં રોજ એમને ત્યાં આવ્યા જ હોય. આની અસર આજુબાજુ દસવીસ ગાઉના સમાજના બંધારણ પર થયા કરી છે. સાત પેઢીથી ચાલતા આ અવિચલ યજ્ઞની સામાજિક ઘડતર પર અસર ન થાય તે કેમ બને? પણ એ અસર મૂંગી હોય છે. ઇતિહાસમાં આપણે એને ઓલતી કરવી જોઇએ. ખૂણામાં પડેલી હીન પ્રજા માટે આ રીતનો યજ્ઞ કરનારા, તેઓ માટે નિચોવાઇ જનારાં સ્ત્રીઓ ને પુરુષો દરેક યુગમાં હશે જ; પણ આપણી પાસે ઇતિહાસમાં વિજયનગરની રાજધાનીને કેટલા કિલ્લા હતા—તેના રાજાને કેટલી રખાતો હતી, કેટલા હાથી ઘોડા હતા તે મુકાય છે. પણ શ્રમજીવી સમાજના સહકાર —પ્રેમ શાંતિ—વિશ્વાસ, પરિશ્રમ એ બધાનો આધાર શું વિજયનગરની સેંકડો રખાતોવાળા જે રાજાનું પ્રવાસી અબ્દુલ રઝાકે વર્ણન કર્યું છે એ હતો? રાજાઓ પ્રજા આ વૈભવનાં વર્ણનો વાંચી અંજાઇ આભી બની જાય તેમ જરૂર ઇચ્છતા હશે. પણ આજે તો આપણી ઇચ્છા લોકોપયોગી—શ્રમ કરી જીવનારાઓમાં સ્વમાન ઊભું કરવાની છે. તે તો તે વર્ગમાંનાં વીરલાઓને તે સમાજમાં તળિયે ડુબકી મારી શોધી કાઢીને જ બની શકશે.

આપણા સમાજનો ત્રીજો ઉકેલ માગતો પ્રશ્ન છે; એક જ ધર્મ એક જ દેશ ને એકજ સંસ્કૃતિમાં ઉછરનારા સમાજ વચ્ચે ભારે ભેદ-

વાળા એ વર્ગો: શ્રમજીવી ને પરોપજીવી—નાનો એવો વચલો વર્ગ આ બંને વચ્ચે ફંગોળાય છે. ઇતિહાસે ભૂતકાળને તપાસી આ સંબંધમા સાચી દોરવણી આપવી જોઇએ.

આ દેશના ઇતિહાસો ને સાસ્કૃતિક નિબંધો મોટે ભાગે એવી રીતે લખાય છે કે જાણે આ દેશમા આ પ્રશ્ન હતો જ નહિ ને છે પણ નહિ છે નહિ તે વાત તો આજે બહુ ઓછા માનશે પણ પહેલા અહીં બધાજ લોકો સુખી સંતોષી ને એકરાગી હતા તેમ તો ઘણા માને છે. આ વાત બહુ પાકા પાયા પર ઊભી નથી ક્ષત્રિય બ્રાહ્મણોને ઝઘડા બહુ લાંબો વખત સુધી ચાલ્યા હતા. દાસો—ને આર્યોના યુદ્ધો પણ થયા છે. બુદ્ધ તથા જૈનધર્મ તે શૂદ્રોના વિરોધના પ્રતીકો છે એટલે જ એમનો ફેલાવો શૂદ્રોથી વસેલા કલિંગ ને બિહારમા થયેલો આ વિગ્રહો થયા કેમ? એનુ શમન થયું કે દમન? કેવી રીતે? આ સવાલોના ઉત્તરો ઇતિહાસમાથી સાપડવા જ જોઇએ. નવા ભારત વર્ષના વિદ્યાર્થીઓ પાસે જો લોકોપયોગી શ્રમ કરનારા સમાજનું ચિત્ર આલેખવું હોય તો ઇતિહાસનો અભ્યાસક્રમ આ રીતે ઘડાવો જોઇએ ને તે રીતે પાઠ્યપુસ્તકો પણ રચાવા જોઇએ.

# (૧૨)
# ઈતિહાસની વાણી

## (૧)
## અશોકનો બોધપાઠ

'દેવોને પ્રિય રાજા પ્રિયદર્શીએ જીતેલ કલિંગ રાજ્ય છે. એમાં લાખો ગુલામ થયા ને એક લાખ કેદ પકડાયા. દેવાનાપ્રિયને કલિંગ-વિજયથી થયેલો શોક એટલો તીવ્ર ને ભારે હતો કે કલિંગવિજય પછી દેવોને પ્રિય રાજા ધર્માભિમુખ થયા, ધર્માર્પણ ને ધર્મપ્રચારક થયા. મારે તાબે જે દેશ ન હતો તેને વશ કરવામાં મારે હાથે જે આદિવાસી ગુલામ થયા, જે બધા હણાયા તેનું મને પારાવાર દુઃખ થયું. પણ દેવોને પ્રિય મને જે વધારે દુઃખ થયું તે નીચેને કારણે. બધે બ્રાહ્મણો, શ્રમણો, વાનપ્રસ્થીઓ કે ગૃહસ્થીઓ હોય છે. આ બધા ધર્માદરવાળા, માતૃ-પિતૃભક્ત, સગાસ્નેહી મિત્રો તરફ માયાળુ ને દાસો તરફ દયાળુ હોય છે. આ બધા મૃત્યુ ને હિંસાના ભોગ બને છે. અથવા સ્નેહીજનોથી વિખૂટા પડે છે. તેઓ કદાચ બચી જાય તો તેમના સગાસ્નેહીઓ પાયમાલ થાય છે ને આ રીતે પણ તેમને સહન કરવાનું આવે છે. આ હિંસાનું દુઃખ તીવ્ર પણે અનુભવું છું.

કલિંગના જે બધા માણસો મૂઆ, રઝળ્યા, દાસ થયાં, ડૂબી

નાબૂદી માટે આટલું મહેન કરે તો? એટલાંટિક સંઘના નવા નીમાયેલા સરસેનાપતિ રીજ્વેએ હમણા ભાષણ આપતા કહેલું કે યુદ્ધ કોઇ સવાલોનો નીવેડો લાવી શકતું નથી. અશોકની જેમ વિશેષમા ઉમેરે છે કે યુદ્ધ સવાલોનો નીવેડો લાવતું નથી પણ નવા સવાલો ઊભા કરે છે.

પણ યુદ્ધની ઘોર વિનાશકતા ને નિરર્થકતા બતાવતા વર્તમાન રાજ્યકર્તાઓ ને અશોક વચ્ચે જે મહત્ત્વનો તફાવત છે તે એ કે એ યુદ્ધની નિરર્થકતા ભાવનામય શબ્દોમા વર્ણવીને અટકેલ નથી. તેણે યુદ્ધના મૂળભૂત કારણો મટાડવાના રસ્તા પણ અમલી કર્યા. વર્તમાન યુગને અશોકનો અનુભવ અહીં જ મદદગાર થાય તેમ છે.

અશોકે કલિંગવિનાશના પશ્ચાત્તાપરૂપ જે મહત્ત્વના નિર્ણયો અમલી કર્યા તેમાનો પહેલો સિદ્ધાંત એ ઠરાવ્યો કે રાજ્ય એ ભૂતદયાનું વાહન છે. ને ધર્મનું સર્વસામાન્ય તત્ત્વ જ એ ભૂતદયા ઠરાવી. આ ભૂતદયામા પ્રથમ આવે આજુબાજુ વસતા આદિવાસીઓ. એણે કોતરાવ્યું કે 'તમે કદાચ જાણવા ઇચ્છતા હશો કે જે સરહદ પરના મુલકો જીતાયા નથી તે વિશે રાજા શું ઇચ્છે છે? તે વિશે મારી એક જ ભાવના છે કે તેઓ મારાથી બીએ નહિ, મારા પર ભરોસો રાખે, મારા તરફથી એમને સુખ જ મળશે, દુઃખ નહિ.'

જેમણે યુદ્ધ ટાળવું હોય તેણે પડોશી આજુબાજુના મુલકો પરની લોભી દૃષ્ટિ તજી વિશ્વાસ આપવો જોઇએ, એટલું જ નહિ પણ પોતાની પાસે જે કાંઇ સારી વસ્તુ હોય તેનો પૂરો લાભ બીજાને પણ ભૂતદયાના સહજ પરિણામ તરીકે સ્વીકારવું જોઇએ. મને તે આવી ભૂતદયાના સહજ ચીલો પાડ્યો હતો. એણે લખ્યું છે અશોકે આ સંબંધમા ઉજ્જ્વલ ચીલો પાડ્યો હતો. એણે લખ્યું છે "દેવાનાંપ્રિય રાજા પ્રિયદર્શીના રાજ્યમા તેના રાજ્યની સરહદે આવેલા ચોળ, પાંડ્ય, સતીયપુત્ર, કેરાલપુત્ર અને યવનરાજ એન્ટીઓકસ ને

તેની પડખેના રાજ્યોમાં બધે જ દેવોને પ્રિય રાજા પ્રિયદર્શીએ બે પ્રકારનાં ઔષધો પૂરાં પાડ્યાં છે. માણસો માટેના ઔષધો ને પશુઓ માટેનાં ઔષધો. જ્યાં જ્યાં માણસ કે પશુને ખપ લાગે તેવી ઔષધી-લતાઓ ખૂટતી હતી ત્યાં ત્યાં મંગાવીને રોપી છે. જ્યાં જ્યાં કંદ–મૂળ ન હતાં ત્યાં તે વવરાવ્યાં છે ને રાજમાર્ગો પર પશુ ને માણસોના ઉપયોગ માટે કૂવાઓ ખોદાવ્યા છે."

આક્રમણ માટેના યુદ્ધનો ત્યાગ, પરાજિત પ્રદેશોને ધરપત, ને તેમને કશા જ બદલાની અપેક્ષા વિના, કશા જ ભેદભાવ વિના છેક એશિયા-માઇનર ને ગ્રીસ સુધી કંદમૂળ–ઔષધીઓનું દાન.

શાંતિનું ને યુદ્ધનાબૂદીનું આ સક્રિય પગરણ હતું.

ને તેથીયે વિશેષ પાયાનું કામ હતું તે તો સાધુઓ, સંતો ને પોતે ધર્મની જે વ્યાખ્યા કરી છે તે ધર્મના સંસ્કારો રેડનાર બ્રાહ્મણ–શ્રમણનું સમાનભાવે સન્માન.

એ લખે છે: 'રાજા પ્રિયદર્શી ઇચ્છે છે કે બધા ધર્મના અનુ-યાયીઓ નિર્વિઘ્ને રહે. બધા ધર્મો ઇંદ્રિયસંયમ ને આત્મશુદ્ધિ પર સરખો જ ભાર મૂકે છે. પણ માણસ રાગવશ છે તેથી જેટલું કહે છે તેટલું આચરતું નથી. ધર્મ પાલન શ્રેષ્ઠ છે પણ એમ પૂછશો કે ધર્મ શું છે? ધર્મ ઓછામાં ઓછું દુઃખ ને વધુમાં વધુ સુખ દેવામાં રહેલો છે. કરુણા, દાન, સત્ય ને શૌચમાં ધર્મ છે ને એ માટે જ તેણે મનુષ્યો, ચોપગાં પ્રાણીઓ, પંખીઓ ને જલચરો સૌને દાન કર્યાં છે.'

રાજ્ય એ ભૂતદયાનું વાહન બનવું જોઇએ. તે અશોકની સ્થાપના છે. પણ તેને બરાબર ખબર છે કે આ ભૂતદયાનું સર્જન કાંઇ રાજ્ય-તંત્ર કે વ્યક્તિહૃદયમાં કરી શકાશે નહિ. તેણે અસંદિગ્ધ ભાષામાં કોતરાવ્યું છે કે "ધર્મજાગૃતિ બે સાધનો પર અવલંબે છે. સ્પષ્ટ આજ્ઞા દ્વારા ને ધાર્મિક મનોવૃત્તિ ઊભી કરીને. આ સાધનોમાં

મૂઆં એના હજારમાં ભાગના લોકો કપાય કે દાસ બને તો પણ દેવોના પ્રિયને આજે અપાર શોક થાય. પોતાને કોઇ ઇજા પહોંચાડે તોપણ બને ત્યાં સુધી દેવની કૃપાથી તેને પ્રિયદર્શી અશોક સહન કરે. દેવોને પ્રિય ધર્મવિજય આને ગણે છે. સર્વ જીવોને અભયદાન, જીવમાત્ર માટે આદર ને શાંતિ ને પ્રેમભર્યું સદાચરણ, દેવોના પ્રિયને આવા ધર્મવિજયમાં જ રસ છે. આજ હેતુથી આ શિલાલેખ કોતરાવ્યો છે કે મારા પુત્રો ને પૌત્રો નવો વિજય ન ઇચ્છે. તેઓ ધનુષ્યબાણ વડે મેળવેલ વિજયને વિજય ન ગણે પણ તેમાં સર્વનાશ ને હિંસા સમજે. ધર્મદ્વારા મળતા વિજયને જ તે સાચો વિજય સમજે.' અશોકનો પિતામહ ચંદ્રગુપ્ત મૌર્ય હતો. પોતાના ગુરુને મહાઅમાત્ય કૌટિલ્યની મદદથી એણે ઉત્તર ભારતમાં એક નવા પ્રકારની રાજનીતિને અમલી કરી હતી. તે હતી એકચક્રી સામ્રાજ્યની. લડાઇ કરીને કે કુટિલ કાવતરાં કરીને. કૌટિલ્યને શ્રદ્ધા હતી કે 'ધનુર્ધારીએ છોડેલ શરનિશાનને વીંધે કે ન વીંધે પણ કુશળ માણસે યોજેલ કપટજાળ તો ગર્ભમાં સૂતેલાને પણ હણી નાખે.'

ચંદ્રગુપ્તના બાહુબળે ને કૌટિલ્યની આ ભેદનીતિથી અશોકને પૂર્વમાં કંદહાર ને દક્ષિણમાં ગોદાવરી સુધીનું સામ્રાજ્ય વારસામાં મળ્યું હતું. પણ મગધના જ પડખામાં કલિંગ (ઓરિસ્સા) પોતાની સ્વતંત્રતા અણનમ રાખી રહ્યું હતું. કલિંગ પાસે પૂર્વસમુદ્ર પર બંદરો હતાં, વનોથી ઢંકાયેલા પહાડો હતા, ને વિશેષ તો પુષ્કળ હાથીઓ હતા. અશોકે પોતાના પિતામહ ને પિતાની કેડીએ ચાલી કલિંગ પર આક્રમણ કર્યું પણ કલિંગવાસીઓએ પોતાનું તંત્ર ને રીતરિવાજને ખોવા કરતાં કેસરિયાં કરી મરવાનું પસંદ કર્યું.

પરિણામે અશોકના હાથમાં કેવળ પશ્ચાતાપ જગાડ઼ હાથ રહ્યું—જે એણે ઉપરના શિલાલેખમાં કોતરાવ્યું છે.

એમાં એ ધ્યાન પર લાવવા માગે છે તે બે વસ્તુ: એક તો યુદ્ધને પરિણામે થતો શાંત નાગરિકોનો સર્વનાશ. જે ચાહીને લડવા જાય છે તેની ખુવારી કે મૃત્યુ થાય તે કાંઇક ઓછો કલેશ ઉપજાવે છે, કારણ કે એણે જાણી જોઇને એ પસંદ કર્યું છે. પણ સંસ્કૃતિના આધારસ્થંભ જેવા વિદ્યોપાસક, વિદ્યારત બ્રાહ્મણો ને પોતાના ગૃહસ્થાશ્રમ વડે સૌને મંગળ નજર સુખનું ચિત્ર ખડું કરતા ગૃહસ્થીઓનો વિનાશ થાય છે તે અસહ્ય છે. જો લડાઇને પરિણામે આ બંનેનો નાશ થતો હોય તો લડાઇ પછી નવી સંસ્કૃતિ ઊભી થશે તેની આક્રમકોની ઘોષણાઓ પાયા વિનાની છે; સંસ્કૃતિના પાયા જ છે સહજ, સરળ, આનંદ ને સત્યની શોધ. આ બંનેના સર્જકોને જ જો લડાઇ પહેલાં ભરખી જતી હોય તો સંસ્કૃતિ ફેલાવવાની વાત દંભ સિવાય શું હોઇ શકે?

અશોકે આમાથી જ ફલિત થતી જે બીજી વાત કહી છે તે પોતાના પૌત્ર ને પુત્રોને નવા વિજયની ઇચ્છા ન રાખતા ધર્મવિજય કરવાની, કારણ શસ્ત્રોથી વિજય મેળવાય તોપણ એ અસ્થાયી છે.

આ બંને વાતનો સ્વીકાર છેલ્લાં બે ઘોર યુદ્ધનો અનુભવ લીધા પછી એ યુદ્ધના આગેવાનોએ જ પણ કરેલ છે. લોઇડ જ્યોર્જ જે પહેલાં મહાયુદ્ધ વખતે ઇગ્લાંડનો વડો હતો તેણે પોતાના સંસ્મરણોની પ્રસ્તાવનામા જ એ વાત કબૂલ કરી છે–(૧) યુદ્ધમા જે ન્યાયી હોય તે જ જીતે તે વાત બીનપાયાદાર છે. તેમાથી સંગઠ્ઠન શક્તિ ને મૂડી જ્યાં વધારે હોય ત્યા વિજય થાય તેવો સંભવ છે. ને તેણે બીજી વાત કહી છે તે માનવજાતની સહનશક્તિની. યુદ્ધમા સિપાહીઓએ ખાઇઓમા ને રણમેદાન પર જે સહન કર્યું, ને ઘરોમા નાગરિકોએ જરૂરિયાતો ઓછી કરીને જે સહન કર્યુ તે તેને કલ્પનાતીત લાગ્યું. ને તેમાથી જ તેને પ્રશ્ન થયો કે માનવજાતિ યુદ્ધ-

નાબૂદી માટે આટલું સહન કરે તો ? એટલાંટિક સંઘના નવા નીમાયેલા સરસેનાપતિ રીજવેએ હમણા ભાષણ આપતા કહેલું કે યુદ્ધ કોઇ સવાલોનો નીવેડો લાવી શકતુ નથી. અશોકની જેમ વિશેષમાં ઉમેરે છે કે યુદ્ધ સવાલોનો નીવેડો લાવતું નથી પણ નવા સવાલો ઊભા કરે છે.

પણ યુદ્ધની ઘોર વિનાશકતા ને નિરર્થકતા બતાવતા વર્તમાન રાજ્યકર્તાઓ ને અશોક વચ્ચે જે મહત્ત્વનો તફાવત છે તે એ કે એ યુદ્ધની નિરર્થકતા ભાવનામય શબ્દોમા વર્ણવીને અટકેલ નથી તેણે યુદ્ધના મૂળભૂત કારણો મટાડવાના રસ્તા પણ અમલી કર્યા. વર્તમાન યુગને અશોકનો અનુભવ અહીં જ મદદગાર થાય તેમ છે

અશોકે કલિંગવિનાશના પશ્ચાત્તાપરૂપ જે મહત્ત્વના નિર્ણયો અમલી કર્યા તેમાનો પહેલો સિદ્ધાંત એ ઠરાવ્યો કે રાજ્ય એ ભૂતદયાનુ વાહન છે. ને ધર્મનુ સર્વસામાન્ય તત્ત્વ જ એ ભૂતદયા ઠરાવી આ ભૂત દયામા પ્રથમ આવે આજુબાજુ વસતા આદિવાસીઓ, એણે કોતરાવ્યુ કે ' તમે કદાચ જાણવા ઇચ્છતા હશો કે જે સરહદ પરના મુલકો જીતાયા નથી તે વિષે રાજા શું ઇચ્છે છે ? તે વિષે મારી એક જ ભાવના છે કે તેઓ મારાથી બીએ નહિ, મારા પર ભરોસો રાખે, મારા તરફથી એમને સુખ જ મળશે, દુઃખ નહિ '

જેમણે યુદ્ધ ટાળવુ હોય તેણે પહેલા આજુબાજુના મુલકો પરની લોભી દૃષ્ટિ તજી વિશ્વાસ આપવો જોઇએ, એટલું જ નહિ પણ પોતાની પાસે જે કાઇ સારી વસ્તુ હોય તેનો પૂરો લાભ બીજાને પણ મળે તે આવી ભૂતદયાના સહજ પરિણામ તરીકે સ્વીકારવું જોઇએ અશોકે આ સંબંધમા ઉજ્જ્વળ ચીલો પાડયો હતો એણે લખ્યું છે " દેવાનાપ્રિય રાજા પ્રિયદર્શીના રાજ્યમા તેના રાજ્યની સરહદે આવેલા ચોળ, પાડ્ય, સતીયપુત્ર, કેરાલપુત્ર અને યવનરાજા એન્ટીઓકસ ને

તેની પડખેના રાજ્યોમાં બધે જ દેવોને પ્રિય રાજા પ્રિયદર્શીએ બે પ્રકારનાં ઔષધો પૂરાં પડયાં છે. માણસો માટેનાં ઔષધો ને પશુઓ માટેનાં ઔષધો. જ્યાં જ્યાં માણસ કે પશુને ખપ લાગે તેવી ઔષધી-લતાઓ ખૂટતી હતી ત્યાં ત્યાં મંગાવીને રોપી છે. જ્યાં જ્યાં કંદ–મૂળ ન હતાં ત્યાં તે વવરાવ્યાં છે ને રાજમાર્ગો પર પશુ ને માણસોના ઉપયોગ માટે કૂવાઓ ખોદાવ્યા છે."

આક્રમણ માટેના યુદ્ધનો ત્યાગ, પછાત પ્રદેશોને ધરપત, ને તેમને કશા જ બદલાની અપેક્ષા વિના, કશા જ ભેદભાવ વિના છેક એશિયા-માઇનર ને ગ્રીસ સુધી કંદમૂળ–ઔષધીઓનું દાન.

શાંતિનું ને યુદ્ધનાબૂદીનું આ સક્રિય પગરણ હતું.

ને તેથીયે વિશેષ પાયાનું કામ હતું તે તો સાધુઓ, સંતો ને પોતે ધર્મની જે વ્યાખ્યા કરી છે તે ધર્મનાં સંસ્કારો રેડનાર બ્રાહ્મણ–શ્રમણનું સમાનભાવે સન્માન.

એ લખે છેઃ 'રાજા પ્રિયદર્શી ઇચ્છે છે કે બધા ધર્મનાં અનુયાયીઓ નિર્વિઘ્ને રહે. બધા ધર્મો ઇંદ્રિયસંયમ ને આત્મશુદ્ધિ પર સરખો જ ભાર મૂકે છે. પણ માણસ રાગવશ છે તેથી જેટલું કહે છે તેટલું આચરતું નથી. ધર્મ પાલન શ્રેષ્ઠ છે પણ એમ પૂછાશે કે ધર્મ શું છે ? ધર્મ ઓછામાં ઓછું દુઃખ ને વધુમાં વધુ સુખ દેવામાં રહેલો છે. કરુણા, દાન, સત્ય ને શૌચમાં ધર્મ છે ને એ માટે જ તેણે મનુષ્યો, ચોપગાં પ્રાણીઓ, પંખીઓ ને જલચરો સૌને દાન કર્યાં છે.'

રાજ્ય એ ભૂતદયાનું વાહન બનવું જોઇએ. તે અશોકની સ્થાપના છે. પણ તેને બરાબર ખબર છે કે આ ભૂતદયાનું સર્જન કાંઇ રાજ્ય-તંત્ર કે વ્યક્તિહૃદયમાં કરી શકાશે નહિ. તેણે અસંદિગ્ધ ભાષામાં કોતરાવ્યું છે કે "ધર્મજાગૃતિ બે સાધનો પર અવલંબે છે. સ્પષ્ટ આજ્ઞા દ્વારા ને ધાર્મિક મનોવૃત્તિ ઊભી કરીને. આ સાધનોમાં

આજ્ઞાસાધનનું મૂલ્ય અલ્પ છે. અંતરની પ્રેરણા જ સ્થાયી ફાયદો કરે છે. ૨૫૯૮ . નિયમોમાં મેં આજ્ઞા બહાર પાડી છે. દા. ત. અમુક પ્રાણીઓનો વધ ન કરવો. પણ ધર્મનો સાચો વિકાસ તો હૃદયના પરિવર્તન દ્વારા જ શક્ય છે. જે માણસોને જીવમાત્ર તરફ આદર રાખતાં ને જીવને હણતાં આંચકો ખાતાં શીખવે એ હેતુથી એ શિલાલેખો કોતરાવ્યા છે. જે શિલાસ્તંભ પર આ લેખ કોતરાવ્યો છે તે અનંત કાળ સુધી ઊભો રહે."

અહીં પડી છે અશોકની ક્રાંતદર્શી ,નજર–રાજ્ય એ વીણા છે– પણ એમાંથી ઊઠતા ગીતનો આધાર તો વ્યક્તિઓના ભાવમધુરસાનું હૃદય છે. ને એ હૃદયનું પરિવર્તન આજ્ઞા કે નિયમોથી નહિ બને– તેને માટે તો જોઇએ કેળવણી. એ જમાનામાં બૌદ્ધ ને શ્રમણ સાધુઓ પોતાના નીતિમય જીવન દ્વારા લોકોના હૃદયને આ જાતની ભૂતદયાના સંસ્કાર આપી શકે તેમ હતા. એટલે અશોકે પોતાની સમગ્ર શકિત આવા સાધુઓને પ્રતિષ્ઠા આપવામાં, એને પ્રજા વચ્ચે મુકત રીતે વિહાર કરવાની સગવડ આપવામાં ને આભિવાસીઓ–જંગલીઓમાં વસવાટ કરવા પ્રેરવામાં ખરચી.

સમાજ કાં આત્મનિયમનથી ચાલે ને કાં પરનિયમનથી ચાલે. અશોકની ભાષામાં કહીએ તો પરનિયમનનું મૂલ્ય અલ્પ છે. સ્થાયી મૂલ્ય તો આત્મનિયમનનું છે. ને આ નિયમન તો વ્યાપક અર્થમાં ધર્મને જાણનારા, મંશોધનારા સર્વભૂતહિતરત સાધુ- ચરિત લોકોની સોબત પ્રેરી શકે,

આવું કામ કરનારાઓ પ્રજાને શિક્ષણ આપે છે તેને લીધે જ રાજ્યનું કામ ને ખર્ચ બંને ઓછાં થાય છે ચોરી ઘટે છે. પ્રમાણિકતા વધે છે, આળસ ઘટે છે, પરિશ્રમવૃત્તિ વધે છે, અદાલતો ઘટે છે, પંચનો બીનખર્ચાળ ન્યાય વધે છે, ક્રમેક્રમે રાજ્યના પરનિયમનનાં કામો ઓછાં થાય છે, ને તેનું સ્થાન આત્મનિયમને લીધું હોય છે.

ગાંધીજી જ્યારે રચનાત્મક કાર્યને રાજકીય કામના પુરોગામી તરીકે મૂકવાની વાત કરતા હતા ત્યારે આ જ કલ્પના હતી. તેમનો છેવટનો ખ્યાલ રાજ્યને નિઃશેષ કરવામાં રચનાત્મક કાર્યનું મહત્ત્વ ને અનિવાર્યતા સમજાવવાનું હતું.

પ્લેટોએ આ જ વાત જરા જુદી રીતે મૂકી છે. તેણે કહ્યું છે; 'જે રાજ્ય કેળવણી પાછળ વિશેષ ખર્ચ કરે છે તેનું લશ્કરી ખર્ચ ઘટે છે. ન્યાયી રાજ્યની એ નિશાની છે.' આનો અર્થ જ એ કે આત્મનિયમન વધે છે, તેમ પર નિયમન ઘટે છે ને આ આત્મનિયમનનું સાધન કેળવણી છે.

અશોકના સમયમાં આ આત્મનિયમનના સંસ્કાર આપનાર સાધન બૌદ્ધ સાધુઓ ને અન્ય શ્રમણો હતા. એણે તેમને મહત્ત્વ આપ્યું એનું પરિણામ શું આવ્યું ? જંગલી હૂણોમાંથી કનિષ્ક ને શકોમાંથી રૂદ્રદામન જેવા થયા. ઇતિહાસવિદ્ રોલીનશનના મતે "અશોકના આ બૌદ્ધ સાધુઓનો વિહાર એ વિશ્વના ઇતિહાસમાં સૌથી મહાન સંસ્કારબળોમાંનું એક છે."

યુદ્ધનિવારણ માટે મથતા રાજપુરુષો જ્યાં સુધી આ અનુભવ પરથી બોધપાઠ લઇને વ્યાપક ભૂતદયાના પાયા પર રચાયેલ કેળવણી પાછળ મુખ્ય શકિત નહિ ખરચે ત્યાં સુધી વિશ્વશાંતિની આશાઓ પણ ફળવાનો સંભવ નથી. આજે તો લશ્કર પાછળ જે દ્રવ્ય ખરચાય છે તેનું શતાંશ પણ કેળવણી પાછળ ખરચાતું નથી ને જે અલ્પ ખરચાય છે તેનો શતાંશ પણ સાચી કેળવણી પાછળ ખરચાતું નથી. જેથી પરનિયમન, કેન્દ્રીકરણ, સરમુખત્યારી, નિષ્ઠુરતા, ભોગરતતા, યુદ્ધના કોયડાઓ વધુ ને વધુ ગૂંચવાતા જાય છે.

અશોકે તો પોતાનો અનુભવ આપ્યો છે કે રાજ્ય ભૂતદયાનું વાહન છે. ને આ ભૂતદયામાં આજ્ઞાનું મૂલ્ય અલ્પ છે. હૃદયની કેળ-

વણી જ સ્થાયી ફેરફાર કરી હૂણો ને શંકોમાથી આર્ય બૌદ્ધ સર્જી શકે છે.

આ બોધપાઠ સમજાશે ?

## નાલંદાનું માર્ગદર્શન

આપણે જે ચાલુ શિક્ષણ આપીએ છીએ તેની ઘણી ખામીઓમાની મોટી ખામી એ છે કે એક શિક્ષકના હાથમા ઘણા વિદ્યાર્થીઓને ભણાવવામા આવે છે. કેટલીક શાળાઓમા તો નીચના ધોરણમા એક શિક્ષકની દેખરેખ નીચે ૬૦–૭૦ બાળકો પણ જોયાં છે. એ શિક્ષકો પોતે જ કહે છે અમે એને ભણાવતા નથી, અમે એને સાચવીએ છીએ

શિક્ષકને સોટીનો પ્રયોગ અવારનવાર કરવાની છૂટ આપીએ તો આથી પણ વધારે બાળકોને શિક્ષક સાચવવા તૈયાર હોય છે. હાઇસ્કૂલોમા પણ આ પ્રશ્ન છે જ. કોલેજમા કે પ્રીવીઅસ–ઇન્ટરના વર્ગોમા આથી વધારે સખ્યા હોય છે

આ શિક્ષકોને વિદ્યાર્થીઓની સખ્યા અગે થોડીક ઊડીને આંખે વળગે તેવી હકીકતો આપણા જૂના ઇતિહાસમાથી જોઇએ. નાલદા વિશ્વવિદ્યાલય એ બૌદ્ધકાળનું એક પ્રખ્યાત વિદ્યાધામ હતુ, ને હિંદ ભરમાથી વિદ્યાર્થીઓ ત્યા આવતા જ. પણ ચીન, અફઘાનીસ્તાન, બ્રહ્મદેશ ને જાપાનમાથી પણ વિદ્યાર્થીઓ નાલદામા આવતા તેવી જ રીતે નાલદાના અધ્યાપકો, તીબેટ, ચીન ને જાવા જતા આ પ્રખ્યાત વિદ્યાધામમા જાણીતો ચીની પ્રવાસી હ્યુએન ચાગ ( હ્યુ–એન–સગ ) પાચ વર્ષ રહેલો ને યોગ, સાખ્ય ને ન્યાય ને બીજા શાસ્ત્રોનો વિશારદ થએલો તેના લખવા મુજબ નાલંદા વિદ્યાલયમા તે વખતે ૧૦ હજાર વિદ્યા–વ્યાસંગીઓ હતા. આમા ૮૫૦૦ વિદ્યાર્થીઓ હતા ને ૧૫૦૦ અધ્યાપકો હતા એટલે લગભગ ૬ વિદ્યાર્થીએ

એક અધ્યાપક હતો. નાલંદાની વ્યવસ્થા ને વિવિધ અભ્યાસક્રમો, ત્યાંનું પુસ્તકાલય, ત્યાંના મકાનો ને ઉદ્યાનો વિષે એણે જે લખ્યું છે તે ઘણું મોહક છે. પણ નાલંદાની બધી મહત્તાનું મુખ્ય કારણ છે આ ૬ વિદ્યાર્થીએ એક અધ્યાપક હતો એ. ખુદ શ્યેનચાંગને એકલાને ભણાવવા એક અધ્યાપકની જોગવાઈ થઈ શકી હતી. ને નાલંદા માત્ર ઉચ્ચવિદ્યાનું જ ધામ નહોતું. માધ્યમિક શિક્ષણ પણ નાલંદા વિહારમાં અપાતું હતું.

નદીઆ અથવા નવદ્વિપ જે આવું જ મોટું વિદ્યાધામ હતું, ત્યાંના આજ જાતના આંકડા મેળવીએ તો હકીકત નાલંદાને મળતી આવે છે. ૧૭૯૧ની સાલમાં નદીઆમાં ૧૧૦૦ વિદ્યાર્થીઓ હતા ને ૧૫૦ અધ્યાપકો હતા. ૧૯ મી સદીની શરૂઆતમાં ૪૦૦૦ વિદ્યાર્થીઓ હતા ને ૬૦૦ શિક્ષકો હતા

મુગલ સમયના ફ્રેંચ પ્રવાસી બર્નીયરે કાશીનું વર્ણન કર્યું છે. એ કહે છે કે કાશી એ ભારતવર્ષનું એથેન્સ છે. અહીં વિદ્યાનું જ વાતાવરણ છે હજારો વિદ્યાર્થીઓને સેંકડો અધ્યાપકો અહીં છે. પણ એ ખાસ ધ્યાન ખેંચીને કહે છે કે આ વિદ્વાન અધ્યાપકોમાંના કોઈ ૬–૭ વિદ્યાર્થીઓથી વધારે રાખતા નથી. એ પોતે તે વખતના મહાન અધ્યાપક કવિન્દ્રાચાર્યને મળ્યો ત્યારે તેની પાસે ૬–૭ વિદ્યાર્થીઓ હતા.

ઇતિહાસની આ હકીકતોએ આપણને માર્ગ ચીંધવો જોઈએ આપણે શિક્ષક પાસેથી માગીએ છીએ શું ? તેણે ખીલા ઘડવાના છે કે ફૂલ ખીલવવાના છે ? ખીલા રાત્રે કે દિવસે, શિયાળે કે ઉનાળે ગમે ત્યારે ઢાળી શકાશે એક જગ્યાએ કે બીજી જગ્યાએ તેને કાંઈ વાંધો નહિ આવે તે જડ છે. ફૂલ ખીલવવા હશે તો તેની ઋતુમાં જ ખીલી શકશે તેને અમુક પ્રકારની જ માટી જોશે, તેને અમુક પ્રકારનું જ ખાતર જોશે, તેને અમુક પ્રકારનો જ પ્રકાશ જોશે કારણ કે તે

ચૈતન્ય છે; તેને રુચિ, અરુચિ છે. બીજી રીતે કહીએ તો તેને વ્યક્તિત્વ છે. આમ હોવાથી એનો અભ્યાસ કરી એના કાયદા જાણી, એની અનુકૂળતા પારખી આગળ ચાલી શકાય. સંતરાને ચુનાનું પ્રમાણ વધારે જોઈએ. ને તે પ્રમાણ પણ અમુક માપનું જ જોઈએ. તુર્કસ્તાનની અંજીરને બીજા પ્રમરણુને મિશ્રણ માટે અમુક જાતની જ માખી જોઈએ. જડ પથ્થર ગોઠવવા હોય તો આ બધા પ્રશ્નો નડવાના નથી.

શિક્ષકની પાસેથી આપણે શું અપેક્ષા રાખીએ છીએ? બાળકના સર્વાંગી વિકાસની, ચારિત્ર્ય ઘડતની. અત્યારે ભારેમાં ભારે જવાબદારી સોંપીને ઓછામાં ઓછી અનુકૂળતા આપવાની પ્રથા જો કોઈ વ્યવસાયમાં હોય તો તે શિક્ષકના વ્યવસાયમાં છે. કોઈ મિલ ઊભી કરનારને દસ હજાર રૂપિયા આપો ને કહો કે મિલ કરો તો તે ના પાડશે પણ શિક્ષક? તે હવા પ્રકાશ વિનાના ઓરડામાં ૬૦ જણને ભણાવી શકે, સરંજામ વિના ચલાવી શકે, ને રંગપેટી કે તંતુવાદ્યોની વાત જ શી? છતાં એણે બાળકોનું ચારિત્ર્ય ઘડતર કરવું જોઈએ, આખેલું વગાડી દેવાની આશા કરતાયે આ કપરી આશા છે.

આપણે નાલંદા, નદીઆ ને કાશીના વિદ્યાર્થીઓએ જે વાત લક્ષમાં રાખી—જેને લીધે ત્યાંના વિદ્યાર્થીઓએ ભારતીય જ્ઞાનનો પ્રકાશ તિબેટ, ચીન ને જાવામાં પહોંચાડ્યો તે લક્ષમાં રાખવી જોઈએ કે ચિત્તને ઘાટઘૂટ આપવાના કામમાં એક માણસ થોડાને જ સંભાળી શકે. ચિત્ત તે પારા જેવું જ ચંચળ ને પારા જેવું જ પ્રબળ શક્તિશાળી છે. એની શક્તિનો ને એના સ્વરૂપનો પાર નથી. તેને આપણે યોગ્ય સંસ્કારના પુટ આપવાના છે. ફૂલમાં તો એક મોગરાના ફૂલને જાણો તો બીજાને લગભગ જાણી લીધું કહેવાય. મનચિત્ત વિષે તો એટલું પણ કહેવું મુશ્કેલ છે દરેક વ્યક્તિનું ચિત્ત એક કોયડા જેવું હોય છે. તેને સામાજિક જરૂરિયાતોમાં ને વિશાળ દૃષ્ટિબિંદુમાં લવલીન થઈ જવા તૈયાર કરવું તે પરમેશ્વરે પડાવનારું કામ છે. ને એ

કામમાં ચીલા પાડવાના હજુ ઘણે અંશે બાકી છે.

આ વાત જો આપણે સ્વીકારીએ તો કાંતો શિક્ષકોને આટલા વિદ્યાર્થીઓ નહિ સોંપીએ ને કાંતો એમની પાસેથી શિક્ષણની આશા નહિ રાખીએ.

વર્તમાન સમાજવિદોને માનસવિદો પણ આજ વાત તરફ ધ્યાન દોરે છે. ગ્રેહામ વેલેસ તે ગઇ પેઢીનો એક વિખ્યાત સમાજ માનસવિદ્ ગઇ ગયો. તેનું આપણો "સામાજિક વારસો" ને "વિશાળ સમાજ" પાયાનાં પુસ્તકો ગણાય છે. તેણે પોતાના 'વિશાળ સમાજ' (ગ્રેટ–સોસાયટી) માં સુખ માટેની વ્યવસ્થા પર ગંભીર વિચાર ને સંશોધન કરીને આખરે સાર કાઢ્યો કે "માલ બનાવનારાઓમા સુખ ને માલનું ઉત્પન્ન બંનેનો ઉત્તમ ઉતારો જ્યારે આ ઘટક ૧૦ થી ૩૦ નો હોય ત્યારે જ આવે છે."

આનું કારણ એના મત મુજબ એ છે કે આવડા ઘટકમાં જ માણસ વિના પ્રયત્ને એક બીજાને જાણી લે છે. અંતરંગ પરિચય અજ્ઞાત રીતે જ ગળી જાય છે. એ કહે છે કે, 'માણસ સમસ્ત માનવ સમાજને ચાહતો હોય તો પણ તેને ગમે છે તો તેટલા જ કે જેની રીતભાત, સ્વભાવ વગર મહેનતે પોતે અનુભવી શકે.

વોલેસે આ મહેનત લીધી છે. સમાજના ઉત્પાદનને તેના ઉત્પાદકોના સુખને લક્ષમા લઇને; પણ શિક્ષણમા પણ આજ હકીકત લાગુ પડશે. અલબત્ત, શિક્ષણમાં ભણનાર ઉત્પાદન માટે નથી આવતો એટલે વિશેષે આ ઘટક સહેજ નાનો થશે. સંભવ છે કે આ ઘટક ૮ થી ૧૬ નો આવે. જ્યારે સંખ્યા ૮ થી ઓછી હોય છે ત્યારે એમાની દરેક વ્યક્તિને પોતાનું ઘટક ઘણું નાનુ છે એમ લાગે છે. ને બીજાની સાથે એકરસ થવાની શકિત પણ વપરાએલી રહેતી હોય એવું લાગે છે. ને સોળ ઉપરાતની જ્યારે સંખ્યા થાય ત્યારે બધાની સાથે એકરસ થવાનું; વિના પ્રયત્ને એકરસ થવાનું તેને કઠિન જણાય

છે એટલે જ્યારે ૧૬ ઉપરાતની સંખ્યા અમારા વર્ગોમાં હોય છે ત્યારે અંદરોઅંદર પેટા જૂથે ને મંડળો રચવાનું શરૂ થાય છે.

આ ભણનારને પક્ષે ભણાવનાર માટે તો આથી સંખ્યા વધે છે ત્યારે ત્યારે કોઈ સંસ્કાર પ્રદાનનું કામ મુશ્કેલ બની જાય છે.

સંભવ છે કે આ સાંભળીને તુરત જ કોઈ કહેવાના કે ૧૦ વિદ્યાર્થીએ એક શિક્ષક ? તો તો શિક્ષણ કેટલું મોંઘું થઇ જાય ?

જો બંધો બાંધવાનું કામ મોંઘું હોય, નદીએ વાળવાનું કામ મોંઘું હોય, બિયારણના સંશોધનનું કામ મોંઘું હોય તો શિક્ષણનું કામ જ સોંઘુ હોવું જોઈએ તેવી અપેક્ષા કયા કારણે રાખવામા આવે છે તે સમજાતુ નથી. બુનિયાદી તાલીમમા વિદ્યાર્થીએ કામ કરશે, ઉત્પન્ન પણ કરશે તે તેના પોતાના વિકાસ માટે કરશે. પણ તેનો હેતુ જો શિક્ષણને આજે છે તેના કરતાયે સોંઘું કરવાનો હોય, તો સદિચ્છા હોવા છતા તે ભૂલ ભરેલી જ દિશા છે શિક્ષણ એ સમાજે પોતાનું ભાવિ ઉજ્જવલ રહે, ને આજની પેઢીની વૃદ્ધાવસ્થા વખતે તેમનુ સ્થાન લઈ તેમને ને સમાજને સુખી કરે તે ખાતર આરંભેલ વીમાની યોજના છે.

એનો વિકાસ થતો કે નથી એ વિરોધ કરતી પણ જે ચૈતન્યના સ્ફુલિંગોને આપણે વર્ગમાં લાવીએ છીએ તેને આપણે સુશિક્ષણ દ્વારા જ સાચવી શકીશું ને તે દ્વારા જ આપણે ભાવિ સમાજને સભાગી શકીશું

(૧૩)

# મહારાષ્ટ્રીય ઈતિહાસની વર્ગનોંધ

તમને સૌને પહેલો પ્રશ્ન એ થશે કે મરાઠી ઈતિહાસથી અમારુ ઇતિહાસનુ શિક્ષણ શરૂ કરવા પાછળ શી ગણતરી હશે

કૃષ્ય વિદ્યામા હેતુપૂર્વક સ્વયશિક્ષણ અગત્યનો ભાગ ભજવે છે એટલે આ પાછળનો હેતુ પણ તમે સમજો તે ઇષ્ટ છે

તમે સૌ જાણો છો કે ૧ ૪૭ પછી આપણે એક ભારે બોજો લઇને બેઠા છીએ ને તે સ્વાધીનતાની પ્રાપ્તિ સ્વાધીનતા માટે આપણે વર્ષોથી લડતા હતા તેને હુ બોજો શા સારુ કહુ છુ ? જવાબ ારી ને બોજો હમેશા એને ઉપાડનારને ભારરૂપ જ નથી હોતા, તેમા તેનો વિકાસ પણ છે પણ જે ભાર ઊંચકવા માટેની શક્તિ ધરાવતો નથી કે શક્તિ વધારતો નથી તે તેની નીચે કચડાઇ પણ મરે છે

સ્વતત્રતા એક ભારે જવાબદારી-શિરબોજ છે જેની કાંધ મજબૂત નથી જેના સ્નાયુઓ સુગઠિત નથી તે તેની નીચે કચડાઇ પણ મરે છે

આપણા દેશમાં સ્વતત્રતા પહેલા હતી વચમા વચમા પણ આપણા દેશના એકબીજા ભાગને સ્વતત્ર રહેવાની તક મળી હતી પૂર્વ મુસલમાનકાળ મુસલમાનકાળ ને તે પછી આવી તક આવી છે

પણ આપણે તે સાચવી શકયા નથી. આજે ફરી આપણે સ્વતંત્ર થયા છીએ, તો એ વખતે આપણે આવી સ્વતંત્રતાના આપણા આગલા પ્રયાસો જોઇ જવા જોઇએ ને તેના ગુણદોષનું અવલોકન કરી સાર કાઢી લેવો જોઇએ. ઇતિહાસની જરૂરિયાત શા માટે છે? વિજ્ઞાનમાં જેમ આપણે પ્રયોગો કરીને નિયમો તારવીએ છીએ, પછી એ નિયમોના જ્ઞાનનો પ્રકૃતિને વશ કરી તેનો આપણી યોજનામા લાભ ઉઠાવીએ છીએ; તેમજ ઇતિહાસનું દૃષ્ટિપૂર્વક સંશોધન થાય ને દૃષ્ટિપૂર્વક અભ્યાસ થાય તો તે સમાજ માટે ઘણે અંશે લાભદાયી બની શકે. ઇતિહાસ એ સમાજશાસ્ત્રનો ભાગ છે. સમાજે જાતે આજ સુધી વિવિધ પ્રયોગો કર્યા છે. કોઇ વાર સરમુખત્યારોએ સમાજ પર પ્રયોગો કર્યા છે. આ બધાના કાઇક પરિણામો પણ આવ્યા છે. આ પરિણામોનો તાળો મેળવી આપણે કહી શકીએ કે આવું પગલું ભરશે તો લગભગ આવું પરિણામ આવશે. અલબત્ત આ દૃષ્ટિએ ઇતિહાસનું સંશોધન હજુ પૂર્ણ થયું નથી.

આપણી સામે જ પડેલો કોયડો સ્વતંત્રતાના રક્ષણનો ને તે સ્વતંત્રતાનો લાભ સૌને મળે તેનો છે.

મરાઠાઓએ સ્વતંત્રતા મેળવવાનો પ્રયાસ કર્યો હતો; સ્વતંત્રતા મેળવી હતી ને ખોઇ પણ હતી. આપણે એમના અનુભવો વીણી લઇ આત્મસાત કરવા જોઇએ.

આપણા ચાલુ ઇતિહાસ શિક્ષણમાં આપણા ઇતિહાસના ત્રણ ગાળા પાડવામા આવે છે. હિંદુકાળ, મુસલમાનકાળ અને અંગ્રેજ-કાળ. આ પદ્ધતિએ આપણને પારાવાર નુકસાન કર્યું છે. પહેલી છાપ તો એ પડે છે કે જાણે આ ત્રણે કાળ સરખા છે. જ્યારે વસ્તુતઃ આ વિભાગ કરવાની રીત સ્વીકારીએ તો પણ અંગ્રેજોનો કાળ પૂરાં બસો વર્ષનો નથી, મુસલમાનોનો ૭૦૦ વર્ષનો પણ નથી અને છતા ત્રણે કાળ સરખા જ અગત્યના હોય, ત્રણે પ્રજા સરખી જ

હોય તેવી છાપ ભણનાર પર ઊઠે છે પણ એ વિષે અત્યારે વધારે નહિ કહું. મારે કહેવાનું છે તે તો એ કે અંગ્રેજોએ આ દેશનો કબજો લીધો તે પહેલા આ દેશમા મુખ્ય સત્તા તે મુસલમાનોની નહોતી પણ મરાઠાઓની હતી દિલ્હીનો બાદશાહ એ એમના હાથનું રમકડું હતો, ને મરાઠી ઘોડેસવાર દ્વારકાધીશના મંદિરની દીવાલથી કલકત્તાની ખાઇ સુધી ને દિલ્હીથી છેક જિંજી સુધી દોટ દેતું હતું. અંગ્રેજોએ આ દેશનો કબજો મુસ્લિમો પાસેથી નહિ પણ મરાઠાઓ પાસેથી લીધો છે, ને અંગ્રેજો જોડે લાંબા સમય સુધી વિગ્રહ પણ મરાઠાઓએ જ કર્યો છે.

શિવાજી મહારાજ પુના ને સુપાની નાની જાગીરોના જાગીરદાર હતા. તેમણે એક એવું બીજ રોપ્યું કે જેણે એક સૈકા સુધી સમગ્ર ભારતવર્ષને પોતાની છાયાથી રક્ષ્યું. એ બીજમાં એવી કઇ શક્તિ હતી? એને એવું કયું ખાતરપાણી હવામાન મળ્યું હતું કે ઝપાગબંધ આખા ભારતવર્ષમાં વિસ્તાર પામ્યું? મરાઠાઓને અંગ્રેજોએ ભલે લુંટારા કહ્યા હોય, પણ લુટારાઓ લૂટ કરી શકે છે, રાજ્ય ચલાવીને જમાવી શકતા નથી. તાન્જોરના રાજભંડારો, કાશી પર અંગાગડે અહલ્યાબાઇ, હોમરે, સિંધિયાએ બાંધેલા રમણીય ઘાટો ને અન્નક્ષેત્રો, ગ્વાલિયરનો સ્તબ્ધ કરી મૂકે તેવો કિલ્લો, સહ્યાદ્રિના સેંકડો કિલ્લાઓ, દરિયા વચ્ચે આજેય પણ અડગ ઊભેલા સિંધુદુર્ગ ને સુવર્ણદુર્ગના દરિયાઇ ગઢો, ને વડોદરાનો વૈભવ—તે મરાઠી સંસ્કૃતિના ઉજ્જ્વળ અવશેષો છે, ને આની જોડાજોડ મરાઠી ભાષાની સમૃદ્ધિને મૂકો. તે હરિવિજય લખાયેલા પોવાડા, અભંગો, પત્રવ્યવહાર, બખરો, ચરિત્રો, ચોકબંધ આદિત્ય! મરાઠાઓનો સ્વરાજ્ય માટેનો પ્રબલ એમા પાને પાને મૂર્તિમંત થયો છે, જેમાંથી તાનાજી માલસુરે, બાજી પ્રભુ, ફિરંગોજી, નરસાળે, હિરોજી ફર્ઝંદ, બ્રહ્મજી બાજી જેવા સિંહ સમા પરાક્રમી ને ગૌરવપૂર્ણ પુરુષો છે.

રામચંદ્રપંત, મોરોપંત પેશવા, વીર બાજીરાવ, ગમશાસ્ત્રી જેવા સ્થિર-મતિ રાજપુરુષો છે, યેસુબાઇ, તારાબાઇ, રમાબાઈ જેવી રમણીય સ્ત્રીઓ છે બ્રહ્મેન્દ્રસ્વામી રામદાસસ્વામી જેવા કર્મયોગી સાધુઓ છે, ને નેતાજી પાલકર, પ્રતાપરાવ, ગુજર, દાભાડે, શિંદે ને હોલ્કર જેવા સેનાધ્યક્ષો છે

મરાઠી ઇતિહાસ મધ્યયુગના ભારતવર્ષનું સૌથી ઊજળુ પ્રકરણ છે

મુસ્લિમ રાજસત્તા સામે બળવો તો ઘણા લોકોએ કર્યો હતો શીખોએ, રજપૂતોએ, સતનામીઓએ, બુંદેલાઓએ, ભીલો ને કોળીઓએ પણ બળવા કર્યા હતા પણ એ બધામાથી મુગલાઇને જમીનદોસ્ત કરવામા એકલા મરાઠાઓ જ કેમ સફળ થયા ? એકલા મરાઠાઓ જ સ્વતત્ર રાજ્યસત્તાનુ નિર્માણ કરી શકયા તેનુ કારણ શોધવુ જોઈએ સાથોસાથ એ પણ જોવુ જોઇએ કે મુગલાઇ સામે જેમણે વિજય મેળવ્યો તેઓ નાનકડી અંગ્રેજ કપનીનો સામનો કરવામા કેમ નિષ્ફળ નીવડયા ? મુગલાઇ ને કપનીશાસન વચ્ચે શો મૂળભૂત તફાવત હતો ? આ મૂળભૂત તફાવત કયા કારણે મરાઠાઓ જોઇ ન શકયા ?

આ રીતે અભ્યાસ કરશુ ત્યારે દેખાશે કે મરાઠાની જાગૃતિ એ મરાઠી પ્રજાનો હિંદવી સ્વરાજ માટેનો એક મહાન સગ્રામ હતો પણ દરેક મહાન સગ્રામ એના લડનારાની પાસે એટલી જાગૃતિની અપેક્ષા રાખે છે કે જેની સામે પોતે લડી રહ્યા છે તેના દુર્ગુણો જાણેઅજાણ્યે તેનામા પેસી ન જાય ને જેની સાથે લડવાનુ છે તેના કરતા પોતે ને પોતાનો સમાજ એક વેત આગળ રહે આ જાગૃતિ નથી રહેતી ત્યારે યુદ્ધ રહે છે મહત્તા નથી રહેતી મરાઠાઓ જ્યા સુધી આ સબધમા જાગૃત હતા ત્યા સુધી એમનો સગ્રામ મહાન

રહ્યો ને જ્યારે જાગૃતિ ગઇ ત્યારે એ આર્તત્રાણ નિપુણ યોદ્ધાઓ સ્વાર્થી ને આપસઆપસમાં ઝગડાખોર બની ગયા ને આપણે જોશું કે આજે પણ એમણે જે ઊણપોને કારણે સત્તા ખોઈ તે બધી ઊણપો આપણે દૂર કરી શકયા નથી.

ઇતિહાસ ત્યાં આપણને દીવો ધરશે.

આપણે ગયે વખતે એ પ્રશ્ન ઉઠાવેલો કે હિંદુસ્તાનમાં એ સમયે મરાઠાઓ સિવાય બીજાઓએ પણ બળવો કરેલો. પણ એ બધા શા કારણે સફળ ન થયા ? શા કારણે એમાંના કોઇએ એટલું દીર્ઘજીવી સ્વરાજ ન સ્થાપ્યું ? આ બનાવો પાછળ ઘણાં કારણો હોય છે, પણ મુખ્ય બે કારણો ગણાવી શકાય એક તે બનાવોને સફલતાપૂર્વક પાર ઉતારનાર મહાપુરુષ ને બીજું તેને અનુકૂળ પરિસ્થતિ. આ પરિસ્થતિના પણ પાછા ત્રણ ભાગ પાડી શકીએ. ભૌગોલિક પરિસ્થિતિ, સામાજિક પરિસ્થિતિ અને રાજકીય પરિસ્થિતિ.

મરાઠી સ્વરાજના સ્થાપક તરીકે શિવાજી મહારાજ વધારે જાણીતા છે. તેમના વિના મરાઠી સ્વરાજની સ્થાપના શકય નહોતી તે વાત સૌ જાણે છે. પણ તેમની સફળતામા પરિસ્થિતિએ શો ભાગ ભજવ્યો છે તે આપણે વિસ્તારથી જાણી લઇએ.

જે પ્રદેશમા શિવાજી મહારાજે ઔરંગઝેબ ને બીજા મુસ્લિમોની અસહિષ્ણુતા સામે ઝંડો ફરકાવ્યો તે, પ્રદેશની વિશિષ્ટતા પહેલા સમજી લઇએ.

સમગ્ર દક્ષિણ પ્રદેશે આપણા ભારતવર્ષના ઇતિહાસમા દેશના મૂળ રહેવાસીઓને હારના સમયે મોટા કિલ્લાની ગરજ સારી છે. આર્યોના આગમન વખતે દ્રાવિડો બલુચિસ્તાનમા હતા. તે હટતા હટતા છેક નર્મદાને પેલે કાંઠે ગયા ને ત્યા એમની સસ્કૃતિ સચવાઇ. આર્યોના અંદરઅંદરના ઝગડામા પણ પરશુરામની ક્ષત્રિયોને હાંપે

હાર થઇ ત્યારે એ નાસીને દક્ષિણના મલબાર પ્રદેશમાં ગયા ને ત્યાં વસાહત કરી. બૌદ્ધો ને જૈનોએ પણ જ્યારે ઉત્તર ભારતમાં બ્રાહ્મણવર્ચસ્વ વધ્યું ત્યારે દક્ષિણનો આશરો લીધેલો શ્રમણ બેલગોલા ને અનેક જૈન બૌદ્ધગુફાઓ તેના સાક્ષી છે. પ્રાચીન કાળના છેવાડે ધર્મને હાર દક્ષિણના પુનર્દેશીએ આપી હતી ને શકોનાં ટોળાંને હરાવવાનું કામ પણ દક્ષિણવંશી આંધ્ર-સાતવાહનોએ કર્યું હતું. ને છેલ્લે છેલ્લે મુસ્લિમોના ઝનૂની આક્રમણ સામેનો સફળ બળવો પણ દક્ષિણમાં જ ઊઠ્યો.

દક્ષિણની ભૌગોલિક વિશિષ્ટતા શી હતી?

વહાણ ને સ્ટીમરોથી અવરજવર સરલ થઇ ત્યા સુધી એટલે કે ઇ. સ. ૧૭૬૫ સુધી આ દેશ પરનું કોઇપણ આક્રમણ ઉત્તર રસ્તે જ શક્ય હતું. ઉત્તરમાંથી આવનારને દક્ષિણ પર વિજય મેળવતા એ ગાડાં કે ઘોડાંવાળા વાહનવ્યવહારના જમાનામાં બેચાર પેઢીઓ લાગી જતી. બાબરે દિલ્હી જીત્યું. પણ બીજાપુર તો તેની પાચમી પેઢીએ ઔરંગઝેબે જીત્યું. કારણ કે તેને જીતવું કઠણ હતુ. દક્ષિણાપથની ઉત્તર સરહદે નર્મદા નદી હતી–ને તેની સાથોસાથ છોટાનાગપુરના જંગલો ને તે હકાડાતુ ઓરીસાનું મહાકાંતાર નામના અરણ્યો જોડાયા હતા. તે ઓળંગ્યા પછી સાતપુડાનાં અરણ્યો, તાપી, દમણગંગા વગેરે નદીઓ આવતા–તેને વટાવ્યા પછી સુપ્રસિદ્ધ દંડકારણ્ય આવતું; ને તે પછી આવતો કરાડ જેવો સહ્યાદ્રિ–તેમાંથી નીકળતી, કૃષ્ણા, ભીમા ગોદાવરી નદીઓ, તેમની ખીણો, ને તે જિતાય તોપણ ત્યાના રહેવાસીઓ માટે તો પાછા હઠવાની ભૂમિ તો પાર વગરની હતી. ચેર, ચોલ, પાડ્ય, વિજયનગર ને બહમાની રાજ્યો જે વિસ્તાર પર પથરાયાં તે તો હજુ નીચે પથરાયલો હતો. આટલે પહોંચતાં પહોંચતા જ આક્રમકને નાકે દમ આવી જતો. ચોમાસું

આવી જતું, ને ચોમાસામાં નદીનાળાં ઊભરાતાં. આ ધારોમાં હાથી-ઘોડા લપસી જતાં; તંબૂ તણાઇ જતા; માણુસો મરી જતા; રસ્તા ઢંકાઇ જતાં, વાહનવહેવાર થંભી જતો. આક્રમક ન તો પાછો જઇ શકતો, ન આગળ વધી શકતો, અજાણ્યા પ્રદેશમાં સુખે ઊંઘી ન શકતો.

રશિયામાં નેપોલિયન ને હિટલરની જે દશા થઇ તે આ દક્ષિણુ-વાસીઓ ઉત્તરના આક્રમકોની સહેજે કરી શકતા. રશિયનો કહેતા કે શિયાળો અમારો સરસેનાપતિ છે. કારણુ કે શિયાળામા રશિયન પ્રદેશમાં બરફ છવાઇ જાય છે, રસ્તા ઢંકાઇ જાય છે ને બહારના લોકોને ત્યાંની ઠંડી સહન કરવી મુશ્કેલ હોય છે. દક્ષિણુવાસીઓ, ખાસ કરીને મહારાષ્ટ્રવાસી કહી શકે તેમ હતું કે ચોમાસું અમારો સરસેનાપતિ છે; અમે હારશું નહીં કારણુ કે પાછા હઠવા માટે પુષ્કળ ભૂમિ છે.

લડાઇમાં હારવામાં મુખ્ય કારણુ વાહનવહેવારની લાઇન બહુ વધારે પડતી લંબાઇ જાય તે પણુ હોય છે. લડનારાને વખતસર દારૂગોળો મળતો નથી. માણુસોની મદદ સમયસર પહોંચતી નથી; અનાજનો જથ્થો-ક્વાહાર વચમાં રખડી પડે છે, ને અહીં લશ્કર તેને અભાવે હાર પામે છે.

એ જમાનામાં ઔરંગઝેબ કે અલાઉદ્દીન કે અકબર ગમે તેવું મોટું સૈન્ય લાવે પણુ તેનો પુરવઠો છેવટની ઘડીએ તો ઉત્તરમાંથી જ લાવવો પડે તેમ હતો; દક્ષિણુવાસીઓ જો પૂરી ટક્કર ઝીલે ને બરાબર લડાઇ જામે તો આક્રમક માટે છેવટનો આશરો તો દિલ્હીથી આવનાર મદદનો જ રહેતો. એટલે જેમ જેમ દક્ષિણુમાં આગળ વધે તેમ તેમ આક્રમકની પુરવઠાની લાઇન લંબાતી ને તેણે શત્રુભૂમિ કઇ પળે કઇ જગ્યાએથી તેની પુરવઠા હરોળ તૂટશે તેની ચિંતામાં રહેવું પડતું. તેનો ખજાનો લૂંટાતો ને તેના સૈન્યો સાણુસામાં સપડાઇ

જતાં. કારણ કે ઝડપી વાહનવ્યવહાર વિનાના એ જમાનામાં પુરવઠાની હરોળ વધારે પડતી લંબાઇ જતી. જે શહેનશાહોએ ઉત્તર ભારત, જે સપાટ મેદાન છે ને જેમાં ગંગા મોટો રાજમાર્ગ છે તેને ગણ્યાગાંઠ્યા મહિનામાં લીધું હોય તેમને દક્ષિણ ભારતનો ખૂણો લેતાં જિંદગી વીતી જતી ને લીધા પછી પણ તરત જ તેના હાથમાથી એ ખૂણો પણ છટકી જતો.

આને પરિણામે ભારતના સહજ સ્વરૂપે તે જમાનામા બે ભાગ પડી જતા. ઉત્તરાપથ અને દક્ષિણાપથ. દક્ષિણાપથની કોઇ મહત્ત્વાકાંક્ષી રાજાની ઇચ્છા ઉત્તર ભારતમાં રાજ્યવિસ્તાર કરવાની થાય તો તેમને હાર મળતી, જેમ સાતવાહનોને કનિષ્કને હાથે પંજાબમાં મળી; ને તેવી જ રીતે ઉત્તર ભારતમાથી કોઇને દક્ષિણ પર કાયમી સત્તા જમાવવાનું મન થાય તો તેમની પણ એવી જ દશા થતી. પાછલા સમયમા પેશવાઓએ જ્યારે આ મર્યાદા અટક સુધી વિસ્તાર કરવાનો લોભ કર્યો ત્યારે તેમને પણ પાણીપતના મેદાન પર હાર ખાવી પડી.

દક્ષિણ ભારતે ઉત્તરના આક્રમકોને અવારનવાર હાર આ ભૌગોલિક કારણોને લીધે આપી છે.

આ ભૌગોલિક કારણોએ જ મહારાષ્ટ્ર ને દક્ષિણ પ્રદેશમા તેના પોતાના લોકોનું પણ વિશાળ ને એકલહું રાજ્ય થવા દીધું નથી. દક્ષિણ પ્રદેશ નાની મોટી ખીણોમાં વહેંચાયેલો છે. દરેક ખીણને આભઊંચેરા ડુંગરાઓએ રક્ષી–છે બાંધી છે, આને પરિણામે તે ખીણવાસીઓમા સ્વતંત્રતાની ભાવના પ્રબળ રહી છે. દક્ષિણનું એક રાજ્ય કરવામાં આ સ્વતંત્રતાની ભાવના, સ્વાશ્રયનો શોખ મુશ્કેલીરૂપ નીવડયો છે. પણ બહારના આક્રમણકારો સામે નમતું નહિ આપવાની, ઝઝૂમવાની શકિત તે બધી પણ આ ભૌગોલિક પરિસ્થિતિએ જ આપેલ છે. પહાડી ભૂમિમા બહુ કસ નથી એટલે મહેનત કરે,

કરકસર કરે તો જ ગુજારો થાય, બીજા પર આધાર રાખે તેવો સપાટ–સરલ વાહનવ્યવહારવાળો પ્રદેશ નથી તેથી સ્વાશ્રય સિવાય પણ ઉગારો નથી, આમ સ્વાતંત્ર્યપ્રિયતા, સ્વાશ્રય, કરકસર, ખડતલ પણું વગેરે જે ગુણો લાંબી લડાઇમાં જીતવા માટે આવશ્યક ગણાય તે તો મહારાષ્ટ્રીઓને ભૂગોળ જ શીખવતી.

સામાજિક, રાજકીય પરિસ્થિતિનો વિચાર હવે પછી કરશું.

આપણે મહારાષ્ટ્રીય ઇતિહાસ વિષે વાત કરતાં બે મુખ્ય મુદ્દાઓ વિચાર્યા —

(૧) અંગ્રેજોએ આ દેશનો કબજો મુગલો પાસેથી લીધો તેવો એક ભ્રમ શાળામાં ઇતિહાસ શીખનારાના મનમાં રહી જાય છે. વાસ્તવિક રીતે તો અંગ્રેજોએ આ દેશનો કબજો મરાઠાઓ પાસેથી લીધો છે મરાઠાઓ જ એમના હરીફ હતા. ને એમણે જ એમને ઘોડીઘણી રાષ્ટ્રીય ભાવનાથી લડાઇઓ આપી છે. ને એમણે જ મુગલોના સામ્રાજ્યને ખોખરૂં ને શિથિલ કર્યું હતું.

(૨) આ શક્તિ એમનામાં આવવાનું કારણ શું ? બીજા પ્રદેશોમાં, બીજી જાતિઓ દ્વારા એ કેમ ન બન્યું ? આ કારણુમાંનું એક ભૌગોલિક કારણ 'દક્ષિણ પ્રદેશની એ વિશિષ્ટતા આપણે ગયે વખતે વિચારી ગયા છીએ. પણ મહાન બનાવોનો આધાર માત્ર ભૌગોલિક પરિસ્થિતિ જ નથી હોતી મરાઠાજાગૃતિ એક અપૂરતો છતાં મહાન પ્રયાસ હતો ભૌગોલિક દક્ષિણ તો આજે પણ એનું એ છે પણ વર્તમાન ભારતની નવજાગૃતિનું પ્રાણકેન્દ્ર આજે એ કેમ નથી ? ને ભૂતકાલીન એ જાગૃતિ પણ શિવાજી મહારાજના વખતમાં જ કેમ આવી ? આનો ખુલાસો મેળવવો હોય તો ભૌગોલિક પરિસ્થિતિ ઉપરાંત રાજકીય ને સામાજિક પરિસ્થિતિનાં તત્ત્વોને પણ ગણતરીમાં લેવાં જોઇએ.

મહારાષ્ટ્રની રાજકીય પરિસ્થિતિ કયા પ્રકારની હતી? પહેલું તો એ કે અકબરે અહમદનગર છત્યું હતું ને શાહજહાંએ બીજાપુર, ગોવળકોંડાને નબળા પાડયાં હતા. પણ ખરેખર તો મુસ્લિમોના છેક પહેલા આક્રમણ એટલે અલ્લાઉદ્દીન ખીલજીના સમયથી જ મહારાષ્ટ્ર આવી ક્ષણિક હારોને મચથી હાર તરીકે સ્વીકારી જ નહોતી વિજયનગરના મહિમાવંત ને વૈભવશાળી રાજ્યની સ્થાપના ને ઉત્કર્ષ તેનો પૂરાવો છે. અલ્લાઉદ્દીને દેવગિરીના યાદવોને હરાવી લૂટયા હતા—પણ તેનો જમાઇ તે છતા લડતો રહ્યો હતો ને તુગલખને સામે કહે તો સ્વતંત્ર રાજ્યો હતા. આમા એક પ્રતાપરુદ્રદેવ હતો. એને જ્યારે હરાવીને દિલ્હી લઇ ચાલ્યા ત્યારે એણે પરાધીન થવા કરતા રસ્તામા ઝેર ખાઇ પ્રાણત્યાગ કર્યો ને તેના જમાઇ ને તેની પ્રજાએ સંગ્રામ ચાલુ રાખેલો. આ પ્રતાપરુદ્રના જે સરદારોને દિલ્હી લઈ ગયા તેમા હતા હરિહર ને બુક્ક નામના બે ભાઇઓ. આ બને ભાઇઓને મુસલમાન બનાવેલા ને તુંગભદ્રા પ્રદેશમા જ્યારે બળવો ન શમાવી શકાયો ત્યારે શમાવવા કે સમજાવવા તેમને મોકલ્યા. આ બને ભાઇઓ જ્યારે પોતાની માતૃભૂમિને પરવશ કરવા આવ્યા ત્યારે શૃંગેરી મઠના તે વખતના શંકરાચાર્ય ને વેદાન્તના ઉપાસક ને અધ્યાસી વિદ્યારણ્યસ્વામીએ તેમને મળી દક્ષિણની સંસ્કૃતિને બચાવવા સારું નવું રાજ્ય ઊભું કરવાને ઉત્તેજિત કર્યાં, પણ હરિહર ને બુક્કએ કહ્યુ 'અમે તો મુસલમાન થયા છીએ.' વિદ્યારણ્ય સ્વામીએ કહ્યુ 'તમને હું શુદ્ધ કરીશ.' હરિહર ને બુક્કને શુદ્ધિ આપી, અભિષેક કરી સ્વામી વિદ્યારણ્યે વિજયનગરનો પાયો નાખ્યો હતો. સુપ્રસિદ્ધ વેદભાષ્યકાર સાયણાચાર્યને તેમના સલાહકાર બનાવ્યા હતા, આમ ધર્મે મોટા સાધવાને બદલે રાજ્ય ને રાષ્ટ્ર બાંધવામા ફાળો આપવાનું કર્તવ્ય બજાવ્યું. વિજયનગરનુ રાજ્ય સ્થપાયુ. ને પછી થોડા વખતે જ બ્રાહ્મણીનુ મુસલમાની રાજ્ય પણ સ્થપાયુ. પણ તે દક્ષિણમા વિસ્તરી ન શક્યું. તેમજ કટ્ટર મુસ્લિમ પણ ન

બની શક્યું (બ્રાહ્મણી નામ તેની પહેલીમાબિતી) તેનું કારણ પણ એ જ વનતીઓના પ્રાણને ટકાવી રાખનારું એક મહારાજ્ય હતું. શિવાજી મહારાજને રામદાસે આશીર્વાદ આપ્યા, ટેકો આપ્યો તે પણ ઉપની પરંપરામાથી લીધેલી પ્રેરણા. જીવનના પ્રત્યક્ષ પ્રશ્નોને ઉકેલવામાં ધર્મે બહાર આવવું જોઇએ ને વ્યવહાર વિશુદ્ધ કરવાની કોશિશ કરવી જોઇએ એ ચીનો વિદ્યારણ્ય સ્વામીએ શિવાજી મહારાજ પહેના પાડી રાખેલો હતો.

દેવગિરીના યાદવોએ પણ લડવાનું મૂક્યું નહોતું, ને દેવગિરીનું પતન થતા વિજયનગર ને બીજી નાનીમોટી પ્રબળ રિયાસતો આવા અણનમ વીરોએ ઊભી કરી હતી.

દક્ષિણમા એક માત્ર બ્રાહ્મણી સલ્તનત માત્ર નામની જ મુસ્લિમ રહી શકી. કારણ કે રાજ્યની ભાષા તો સ્થાનિક રહી—તેનો વહીવટ સ્થાનિક ભાષામા સ્થાનિક વેપારી—બ્રાહ્મણો જ કરતા. તેની વહિવટ વ્યવસ્થામા પણ ફેર ન થઈ શક્યો. કારણ કે સ્થાનિક લોકો આ પરદેશી રાજ્યની સંસ્કૃતિ લેવા તૈયાર નહોતા—ને છેક દક્ષિણના એ છેડે ઉત્તરમાથી મુસલમાનોની ભરતી ચાલુ રાખવી શક્ય નહોતી.

ચોરે મોળા પાકતાં નથી. શિયાળને ત્યાં સાત પેઢીએ પણ સિંહ અવતરતો નથી. આ કહેવતોનો અર્થ સાદી રીતે એ છે કે પૂર્વ-જોની કરણી અનુજોને પ્રેરે છે મહારાષ્ટ્રમાં ડુંગરા હતા તે દક્ષિણની સાથોસાથ કૃષ્ણા—તુંગભદ્રા—ભીમા વારણા ને ગોદાવરીના કાંઠાના લોકો અણનમ હતા ને પોતાની સ્વતંત્રતાનું રક્ષણ કરવા માટે ઉદ્યમી હતા જ આથી શિવાજી મહારાજને વારસામા એક પરંપરા હાથ લાગી હતી આથી જ આંગળી પકડતા જેમ પીંછાના નખરા નારો ઊંચે ચડે તેમ શિવાજી મહારાજની પીંગવાણી સાંભળતા સમય મહારાષ્ટ્રમાં ચેતનાનંચાર થઇ ગયો.

આ ચેતનાસંચારનું કારણ હતું સંસ્કૃતિ—રક્ષણ સંવર્ધન ને

સુધારણાનો સતત પ્રયાસ.

આ પ્રયાસના મેરૂ શિવાજી મહારાજ હતા—પણ મહારાષ્ટ્રના સંતો એ માળાના મણકા હતા.

કાયર પ્રજા એકાએક શૂરવીર ને ધીર બની શકતી નથી. હુન્નરનો કમળ જેમ પેઢીદરતાર અપાય તો જ ટકે ને ફાલેફુલે, તેમજ પ્રજાના ગુણોનો વારસો પણ અપાયા કર્યો હોય તો જ ફાલેફુલે. મહારાષ્ટ્રના લોકોએ મુગલોને લડાઇઓ આપી. તેનું કારણ તે લોકોએ પરદેશીઓને લડાઇ આપવાનું પેઢાનપેઢીથી—દેવગિરીના યાદવો ને તુંગભદ્રા પ્રદેશના પ્રતાપરુદ્રદેવના સમયથી ચાલુ જ રાખ્યું હતું, તિખારાને ઓલવવા દીધો નહતો, તલવાર મ્યાન કરી શરણાગતી સ્વીકારી નહોતી. તે જલતા તિખારાને જ શિવાજી મહારાજે આગળ લઈ મહાન દાવાનળ પ્રગટાવ્યો. પણ મહારાષ્ટ્રના લોકોએ માત્ર લડાઇઓ જ ન આપી, પણ બોડખાપણવાળું છતાં તે જમાનામાં વિરલ એવું સંગઠિત મહારાષ્ટ્ર ઊભું કર્યું. તે હકીકત મુખ્યત્વે સમજવા જેવી છે. લડાઇઓ તો રજપૂતો ને બુંદેલાઓ, સતનામીઓ અને ગોસાઇઓએ પણ આપી હતી, વીરતાની દષ્ટિએ એ બધાની લડાઇઓ જરાયે ઓછી રોમાચક કે ઓછી ઉજ્જવલ નથી. પણ તે બધાના પ્રયાસો રાષ્ટ્રસંગઠનમા કેમ ન પરિણમ્યા? તેઓ એક મહારાજ્ય કેમ ન જન્માવી શક્યા?

રાજ્ય અને રાષ્ટ્ર બેઉ અલગ અલગ ભાવવાળા છે. રાજ્યો થાય છે તે ભાગે છે, તે મોટે ભાગે અલ્પજીવી હોય છે. તેના સીમાડા બદલાતા રહે છે. રાષ્ટ્ર એ દીર્ઘજીવી સંગઠન છે. રાષ્ટ્ર એક રાજ્ય સ્વરૂપે કોઇ વાર હોય ને વિપરિત સંજોગોમા ન પણ હોય, પણ તેથી એની રાષ્ટ્રીય જિજીવિષાનો તાર તૂટતો નથી. કાળે કરીને બહાર આવે છે ને રાજ્યસંસ્થાને વશ કરી તે પોતાનું સ્વપ્ન સિદ્ધ કરે છે. રાજ્ય છેવટે તો સત્તા પર ટકે છે. રાષ્ટ્ર સર્જાય છે. ટકે છે

વિસ્તરે છે તેમની અદમ્ય ઝંખનાઓ ઉપર આ રાષ્ટ્રાંતરમાં ભાષા, ધર્મ, સાહિત્ય, લલિતકળા એ બધા મ... કરે છે મહારાષ્ટ્રનો ઇતિહાસ આવા એક રાષ્ટ્રને જન્મ આપવાના પુરુષાર્થનો છે ને તેમાં મોટામાં મોટો ફાળો મહારાષ્ટ્રના સંતોનો છે તેમના સિવાય મરાઠી પ્રજાનું રાષ્ટ્ર બનવું શક્ય નહોતું.

રાષ્ટ્ર માટે જરૂરી એ છે કે લોકોમાં એકતાભાવનો અનુભવ થાય આમ હોય તો જ રાજ્યનું રાષ્ટ્રમાં પરિવર્તન શક્ય છે એટલે અશો આ એકતા ઓછી એને અશો રાજા રાષ્ટ્ર પર સવાર થવાનું એટલે કે સત્તા લોકો પર સવાર થવાની રાજ્ય પછી તે દેશી હોય કે પરદેશી–ભાગલા પાડીને ટકી રહો, ભાગલા કરીને આગળ વધો તે જ ઢબે ચાલે છે

રાષ્ટ્રની પહેલી શરત લોકોના વિવિધ વર્ગોમાં સમાનતા હોય તે છે

મહારાષ્ટ્રીય સંતોની ને આમ કહીએ તો મધ્યયુગના બધા સંતોની જેહાદ મનુષ્ય મનુષ્ય ન્યાત ન્યાતના ભેદોની દીવાલો ભાગવાની હતી મધ્યયુગનો સમાજ સ્મૃતિના જડશાસનથી બંધાઈ અનેક વાડામાં વહેંચાયેલો હતો ભેદ તે જ મુખ્ય લક્ષણ હતું હિંદુ–મુસલમાન વચ્ચે ભેદ ચાર વર્ણ વચ્ચે ભેદ, જૈન અને હિંદુ વચ્ચે ભેદ ઊંચાનીચા વચ્ચે ભેદ સ્પૃશ્ય અને અસ્પૃશ્ય વચ્ચે ભેદ આમ ભેદની દીવાલો ઊંચી ને ઊંચી થઈ સત્યને વધારે ને વધારે જકડતી હતી સંતો–પછી તે કબીર જેવા નિર્ગુણ સંપ્રદાયના હોય, રામાનુજ જેમ ભક્તિમપ્રાધાન્ય હોય કે તુલસી સં જેવા એકનિષ્ઠ ના હિમાયતી હોય–બધા એક વાતમાં સંમત હતા કે માણસની યોગ્યતાનું માપ તેનો જન્મ ક્યાં થયો છે તેનાથી નહીં પણ તેણે કેટલી ભગવદ્ભક્તિ કરી તેણે કેટલી દયા કરી છે તેના પરથી ગણવું ઘટે

આ વાત બુદ્ધધર્મે અગાઉ જોરશોરથી કરી હતી પણ ગુપ્તયુગ ને ગુપ્તવંશમાં જે બ્રાહ્મણધર્મ સંગઠિત થયો તેના પ્રવાહમાં એ

બધું તણાઇ ગયું હતું, ને સ્ત્રીઓ, વૈશ્યો તથા શૂદ્રો વેદજ્ઞાનનાં અનધિકારી ઠરાવાયા હતાં એમને મોક્ષ નહતો. એમણે તો સદૈવ ઉપરનાની સેવા જ કરવાની હતી. ભક્તિસંપ્રદાયે અનેક નામે જોર કર્યું કારણ કે શૂદ્રો–વૈશ્યો મોટા પ્રમાણમાં મુસ્લિમો થવા માંડય હતા. એક તો મુસ્લિમોનું રાજ્ય હતું, ને બીજું મુસ્લિધર્મ તેમને સમાનતા આપતો હતો. આના ઉપાય રૂપે નાનક, કબીર, દાદુ, રજ્જબ, રામાનંદ જેવા સંતો ઉત્તર ભારત જ્યાં મુસ્લિમ આક્રમણ જોરશોરથી થતું હતું ત્યાં નીપજ્યા.

એજ મુસ્લિમ આક્રમણ જોરશોરથી દક્ષિણ પર થયું ત્યારે ત્યાં આવા પરહિતનિરત ભગવદ્ભક્તોની હારમાળા પ્રગટ થઇ, જેમણે જોરશોરથી કહ્યુ કે ભક્તિ સૌને સમાન કરે છે, ઇશ્વરની નજરમાં બધા ભક્તો સમાન છે.

તુકારામે ગાયું:—

બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર, ચાંડાળાં આહે અધિકાર
બાલેં નારીનર, આદિકરોની વેશ્યાહી;
તુકા મ્હાણેં અનુભવેં આમ્હીં પાવલિેં ઠાવેં.
આણિકહી દૈવેં સુખ ઘતી ભાવિકે.

બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય શૂદ્રનો
છે અધિકાર ચાંડાલ કેરો
વૃદ્ધનો, નર અને નારીનો
હોય વેશ્યા નહિ બાધા તેનો
કહે તુકા અનુભવે જાણી લીધું અમે
ભક્તિનું સુખ ભાવિક જાણે

ધર્મે રાષ્ટ્રનું ઘડતર કરવું હોય તો તેણે રાષ્ટ્રમાં વસનારા સૌના હૃદયમાં ઊતરવા જેટલા વ્યાપક બનવું જરૂરી હતું. સંકુચિત ધર્મથી

રાષ્ટ્રનું ઘડતર અશક્ય હતું રાષ્ટ્રમાં રહેનારા કાતકરીઓ, મહારો, કુંભારો, ચમારો, મરાઠા ને કણબી પ્રભુઓ ને વણિક સૌ જેમાં સમભાવે સમાઈ શકે તેવો ધર્મ આવશ્યક હતો મહારાષ્ટ્રના સંતોએ આવા ધર્મને જન્મ આપ્યો ને તેને નામ આપ્યું–મહારાષ્ટ્ર ધર્મ

આ ધર્મની શરત હતી, ભક્તોની સમાનતા ને અનુભવ પ્રમાણનો આગ્રહ, શાસ્ત્રની પંડિતાઈ નહીં કર્મકાંડ અનુષ્ઠાનની બહુલતા નહીં, પોકળ વાણીવિલાસના ગબારા નહિ પણ અનુભવ–જ્ઞાનઅનુભવ

કહે તુકા અનુભવે જાણી લીધું અમે '

અનુભવ શાનો ? પરમચૈતન્યનો. જે સૌને માટે ભક્તિદ્વારા શક્ય હતો આ સરળ ભાગવ ભક્તિમાર્ગે ચાલનારામાંથી, નાનામોટા ઝરણાં ભળી જેમ ગોદાવરી નદી બને તેમ, મહારાષ્ટ્રનું સર્જન થયું તેવા થોડા સંતોના પરિચય હવે પછી.

આપણે મરાઠી સંતોના ફાળા વિશે ઈશારો કર્યો હતો કોઈ પણ રાષ્ટ્રીય જાગૃતિ માટે રાષ્ટ્રના એક એક અંગ એકબીજાની સાથે એકતા અનુભવે તે પ્રાથમિક શરત ગણાય દરેક મોટી હિલચાલે એક યા બીજા સ્વરૂપે આ કામ હાથ લીધું જ હોય છે બુદ્ધ ભગવાને પોતાની હિલચાલમાં શૂદ્ર અનાર્ય વૈશ્યવર્ગોને સમાન ધોરણ પર આણ્યાં હતા દક્ષિણની ભક્તિમાર્ગની હિલચાલે ભક્તિના સુગમ સાધન પર ઊભા રહેવાની અનુકૂળતા આપીને આવો વ્યાપક ભાવ કેળવ્યો હતો પણ એ બધા કરતા નવ્યયુગના ને મહારાષ્ટ્રના સંતો પાસે એક વિશિષ્ટ કાયદો હતો ને તે મુસલમાન–આક્રમણની સામે કેમ સ્વત્વ ટકાવી રાખવું તે ઉત્તર ભારતના ઘણાખરા સંતોએ હિંદુ–મુસ્લિમ ઐક્યનો આધ્યાત્મિક પાયો નિર્માણ કરી આ કેયડો ઉકેલવાની કોશિશ કરી હતી તેના ફળરૂપે અકબર વગેરે બાદશાહોના સમયમાં રાષ્ટ્રીય રાજ્યવ્યવસ્થાનો પાયો નખાયો પણ આપણે જે ઇતિહાસનો કાળ તપાસીએ છીએ તે વખતે ઔરંગઝેબ એ પદવિ

ચારને ઊંધો વાળવા મથી રહ્યો હતો, ને અકબરની ઉદાર રાજનીતિથી અસંતુષ્ટ મૌલવીઓ—ઉલેમાઓ ને મુસલમાનો એને ટેકો આપી રહ્યા હતા. ખરેખર તો અકબરની રાજનીતિનો હૃદયપૂર્વક અમલ એના જેટલી તીવ્રતાથી જહાંગીર-શાહજહાને પણ કર્યો નથી. આથી દક્ષિણ પર જ્યારે મુગલાઇ આક્રમણ થયું ત્યારે સંતોએ તેનો ઉપાય મહારાષ્ટ્રવ્યાપી સંગઠિત સામનો અને ઉદાર ધર્મનીતિ એ બેમાં જોયો. રામદાસસ્વામીએ સંભાજીને ઉપદેશ આપ્યો તેનો પ્રધાન સૂર આ છે. "જેટલા મરાઠા હોય તેને એક કરો ને મહારાષ્ટ્ર ધર્મના વૃદ્ધિ કરો." આમાં બે વાક્યો છે. મરાઠા હોય તેને એટલે વર્ણથી, જ્ઞાતિથી પર થઇને આ દૃષ્ટિ ભૌગોલિક મર્યાદામા આવતાં નાનાંમોટા સૌનો સહકાર પોતાનું નિશાન ગણે છે ને બીજું તે હિંદુધર્મ, પૌરાણિકધર્મ, બુદ્ધધર્મ જેવા શબ્દને બદલે તે નવો શબ્દ પ્રયોજે છે ને તે મહારાષ્ટ્રધર્મ. મહારાષ્ટ્રના ઉન્નતિકાળનો ઇતિહાસ જો મૂલવવામાં આવે તો એના ત્રણ લક્ષણો દેખાશેઃ સ્વધર્મ-સ્વરાષ્ટ્રના રક્ષણ માટેના યુદ્ધની તૈયારી, પરધર્મ-ને પરરાષ્ટ્રને અભયદાન, ને મહારાષ્ટ્રમા વસતાં સૌને એના જન્મ પર નહીં પણ ગુણકાર્યના પાયા પર આગળ આવવાની પરંપરા. આને લીધે જ ભરવાડો, રબારીઓ, પ્રભુઓ ને મહારોમાથી સિંદે, હોલ્કર ને બાજીપ્રભુ જેવા સેનાપતિઓ-રણવીરો તથા મુત્સદ્દીઓ જન્મ્યા.

રક્ષણ કરતા કરતા અણનમ રહેવાની પરંપરા તો દક્ષિણમા છેક પ્રતાપરુદ્રદેવના સમયથી હતી, પણ તે છતાં આક્રમકો છેવટે જીતતા હતા. કારણ કે આક્રમકોમા એકતા હતી ને રક્ષકોમા ભેદ હતો. સ્થિતિચુસ્ત હિંદુધર્મ જન્મગત ઊંચનીચતા પર ઊભો હતો. જે ઘરની દીવાલો ફાટેલી હોય તે કઈ રીતે ટકી શકે ? સંતોએ આ વાત પોતાની દિવ્યદૃષ્ટિથી નજરે જોઇ હતી. એટલે એમણે પોતાનું સમગ્ર બળ બેત્રણ સદી સુધી આની સામે જ મુખ્યત્વે રોકયું: ને તેને

રાષ્ટ્રનું ઘડતર અશક્ય હતું. રાષ્ટ્રમાં રહેનારા કાતકરીઓ, મહારો, કુંભારો, ચમારો, મરાઠા ને કણબી, પ્રભુઓ ને વણિકો સૌ જેમાં સમભાવે સમાઇ શકે તેવો ધર્મ આવશ્યક હતો. મહારાષ્ટ્રના સંતોએ આવા ધર્મને જન્મ આપ્યો ને તેને નામ આપ્યું–મહારાષ્ટ્ર ધર્મ.

આ ધર્મની શરત હતી, ભક્તોની સમાનતા ને અનુભવ પ્રમાણનો આગ્રહ, શાસ્ત્રની પંડિતાઇ નહીં. કર્મકાંડ, અનુષ્ઠાનની બહુલતા નહીં, પોકળ વાણીવિલાસના ગબારા નહિ, પણ અનુભવ–જ્ઞાનઅનુભવ.

'કહે તુકો અનુભવે જાણી લીધું અમે'

અનુભવ શાનો ? પરમચૈતન્યનો. જે સૌને માટે ભક્તિદ્વારા શક્ય હતો આ સરલ ભગવદ્ભક્તિમાર્ગે ચાલનારામાંથી, નાનામોટા ઝરણા ભળી જેમ ગોદાવરી નદી બને તેમ, મહારાષ્ટ્રનું સર્જન થયું તેવા થોડા સંતોનો પરિચય હવે પછી.

આપણે મરાઠી સંતોના કાળ વિષે ઇશારો કર્યો હતો કોઇ પણ રાષ્ટ્રીય જાગૃતિ માટે રાષ્ટ્રનાં એક એક અંગ એકબીજાની સાથે એકતા અનુભવે તે પ્રાથમિક શરત ગણાય. દરેક મોટી હિલચાલે એક યા બીજા સ્વરૂપે આ કામ હાથ લીધું જ હોય છે. બુદ્ધ ભગવાને પોતાની હિલચાલમાં શૂદ્ર, અનાર્ય, વૈશ્યવર્ગોને સમાન ધોરણ પર આકર્ષ્યા હતા દક્ષિણની ભક્તિમાર્ગની હિલચાલે ભક્તિના સુગમ સાધન પર ઊભા રહેવાની અનુકૂળતા આપીને આવો વ્યાપક ભાવ કેળવ્યો હતો, પણ એ બધા સંતો મધ્યયુગના ને મહારાષ્ટ્રના સંતો પાસે એક વિશિષ્ટ કોયડો હતો ને તે મુસલમાન–આક્રમણની સામે કેમ સ્વત્વ ટકાવી રાખવું તે. ઉત્તર ભારતના ઘણાખરા સંતોએ હિંદુ–મુસ્લિમ ઐક્યનો આધ્યાત્મિક પાયો નિર્માણ કરી આ કોયડો ઉકેલવાની કોશિશ કરી હતી. તેના ફળરૂપે અકબર વગેરે બાદશાહોના સમયમાં રાષ્ટ્રીય રાજ્યવ્યવસ્થાનો પાયો નંખાયો; પણ આપણે જે ઇતિહાસનો કાળ તપાસીએ છીએ તે વખતે ઔરંગઝેબ એ સહવિ

ચારને ઊંધો વાળવા મથી રહ્યો હતો, ને અકબરની ઉદાર રાજનીતિથી અસંતુષ્ટ મૌલવીઓ–ઉલેમાઓ ને મુસલમાનો એને ટેકો આપી રહ્યા હતા. ખરેખર તો અકબરની રાજનીતિનો હૃદયપૂર્વક અમલ એના જેટલી તીવ્રતાથી જહાંગીર–શાહજહાંને પણ કર્યો નથી. આથી દક્ષિણ પર જ્યારે મુગલાઇ આક્રમણ થયું ત્યારે સંતોએ તેનો ઉપાય મહારાષ્ટ્રવ્યાપી સંગઠિત સામનો અને ઉદાર ધર્મનીતિ એ બેમાં જોયો. રામદાસસ્વામીએ સંભાજીને ઉપદેશ આપ્યો તેનો પ્રધાન સૂર આ છે. " જેટલા મરાઠા હોય તેને એક કરો ને મહારાષ્ટ્ર ધર્મની વૃદ્ધિ કરો." આમાં બે વાક્યો છે. મરાઠા હોય તેને એટલે વર્ણથી, જ્ઞાતિથી પર થઇને આ દૃષ્ટિ ભૌગોલિક મર્યાદામા આવતાં નાનાંમોટાં સૌનો સહકાર પોતાનું નિશાન ગણે છે ને બીજું તે હિંદુધર્મ, પૌરાણિકધર્મ, બુદ્ધધર્મ જેવા શબ્દને બદલે તે નવો શબ્દ પ્રયોજે છે ને તે મહારાષ્ટ્રધર્મ. મહારાષ્ટ્રના ઉન્નતિકાળનો ઇતિહાસ જો મૂલવવામાં આવે તો એનાં ત્રણ લક્ષણો દેખાશે: સ્વધર્મ–સ્વરાષ્ટ્રના રક્ષણ માટેના યુદ્ધની તૈયારી, પરધર્મ–ને પરરાષ્ટ્રને અભયદાન, ને મહારાષ્ટ્રમા વસતાં સૌને એના જન્મ પર નહીં પણ ગુણકાર્યના પાયા પર આગળ આવવાની પરંપરા. આને લીધે જ ભરવાડો, રબારીઓ, પ્રભુઓ ને મહારોમાથી સિંદે, હોલ્કર ને બાજીપ્રભુ જેવા સેનાપતિઓ–રણવીરો તથા મુત્સદ્દીઓ જન્મ્યા.

રક્ષણ કરતા કરતા અણનમ રહેવાની પરંપરા તો દક્ષિણમાં છેક પ્રતાપરુદ્રદેવના સમયથી હતી, પણ તે છતાં આક્રમકો છેવટે જીતતા હતા. કારણ કે આક્રમકોમા એકતા હતી ને રક્ષકોમાં ભેદ હતો. સ્થિતિચૂસ્ત હિંદુધર્મ જન્મગત ઊંચનીચતા પર ઊભો હતો. જે ઘરની દીવાલો ફાટેલી હોય તે કઈ રીતે ટકી શકે ? સંતોએ આ વાત પોતાની દિવ્યદૃષ્ટિથી જાણી જોઇ હતી. એટલે એમણે પોતાનું સમગ્ર બળ બેત્રણ સદી સુધી આની સામે જ મુખ્યત્વે રોક્યું: ને તેને

પરિણામે મહારાષ્ટ્રધર્મનો માર્ગ મોકળો થયો. મહારાષ્ટ્રની આ સંત-પરંપરામાં અનેક નામો છે. કવિ મહિપતિએ એમનાં જીવનચરિત્રો અંગ્રેજી રાજ્ય સ્થપાયું તે પહેલાં લખ્યાં છે. તેમાં બ્રાહ્મણો તો છે જ, પણ વૈશ્યો, ચમારો, કુંભાર, કણબી, સોની, મરાઠાઓ પણ છે. કેટલાક મુસ્લિમો પણ છે. કેટલાક હિંદુમાંથી મુસ્લિમ થયેલા પણ છે. પુરુષોના જેવી જ તેજસ્વી સ્ત્રીઓ પણ છે. આ બધું આપણે જોઈએ તો એક સાર્વત્રિક-સર્વવર્ગીય જાગૃતિનાં તેમાં દર્શન થયા વિના ન રહે. અલબત્ત આ જાગૃતિ લાવનારા સંતોનો માર્ગ સરલ નહોતો. સ્થિતિચુસ્ત સમાજે એમને કનડ્યા હતા, તેમના માર્ગમાં કાંટા જરૂર નાખ્યા હતા, પણ સતત ચાલતા આ ધર્મશુદ્ધ પ્રવાહે આખરે બધું સાફ કર્યું ને સમાજને પ્રેમના મસાલનો સ્વીકાર કરવો પડ્યો. એ સંતોમાના સૌથી પ્રથમ, સૌના મણિમા જ્ઞાનદેવને પોતાનાં બાળકડાંઓને જનોઈ દેવાની પંઢરપુરના પંડિતોએ ના પાડી હતી, કારણ કે એ સંન્યાસમાંથી પાછા ગૃહસ્થાશ્રમમા આવેલાના સંતાનો હતા. એમાના બીજા મહાન ભક્ત તુકારામને એમના અભંગો નદીમાં નાખી દેવાની ફરજ પાડવામાં આવી હતી. વિરોધ અવશ્ય થયો હતો પણ સંતોએ પોતાનું કામ ત્રણ સદી સુધી સતત ચલાવ્યે રાખ્યું ને ત્રણ સદીને અંતે નવસમાજ નિર્માણ થયો. નવસમાજ નવવિચારમાંથી નિર્માણ થાય છે. આવી વૈચારિક ક્રાંતિ કરનારા એ ભક્તોમાંના કેટલાંકનાં નામોનું આપણે સ્મરણ કરશું.

જ્ઞાનદેવ, નિવૃત્તિનાથ, સોપાન, મુક્તાબાઈ, નામદેવ, ચાંગદેવ, જનાબાઈ, તુકારામ, એકનાથ, અભાબાઈ, વેણુબાઈ, સમર્થ સ્વામી રામદાસ, ભાનુદાસ, કબીરદાસ, ગોમમહમદ, ચોખામેળા, ઉદ્ધવ, સંતોબા નરહરિ સોની, ગહિનીનાથ ગરીબનાથ, જનાર્દનપંત, કેશવસ્વામી, જયરામસ્વામી, નરસિંહ સરસ્વતી, રંગનાથસ્વામી ને અચ્યુતાનંત

I.

મહારાષ્ટ્ર ધર્મ ને મરાઠી સ્વરાજને જન્મ આપવામાં ખેડાણકામ કરવાવાળા સાધુસંતોમાં શિરોમણિ હતા જ્ઞાનદેવ. તેવખતના સમાજની ચાલુ માન્યતા પ્રમાણે તે બહિષ્કૃત ને ધર્મભ્રષ્ટ ગણાય: કારણ કે એમનો જન્મ એક વખત સંન્યાસી થયા પછી સંસારમાં પાછા આવેલ પિતાને ત્યાં થયો હતો. સંકુચિત ને સનાતની દૃષ્ટિવાળાઓને માટે આથી મોટો અપરાધ આ લોક કે પરલોકની દૃષ્ટિએ બીજો હતો જ નહીં. સંન્યાસી સંસાર માંડે તો પૃથ્વી રસાતાળ જાય તેમ તેમને લાગતું હતું. જ્ઞાનદેવ તથા તેના ભાઇઓને જનોઇ દેવાનો સવાલ આવ્યો ત્યારે કોઇ બ્રાહ્મણ જનોઇ દેવા તૈયાર થયો નહીં. પૈઠણના ધુરંધર પંડિતોએ નિર્ણય આપ્યો હતો કે સંન્યાસીના છોકરાને દ્વિજત્વ આપી શકાય નહીં. આમ મંતમાળાના મેરુને જ સમાજની સનાતની માન્યતાઓને ઉથલાવવાનું કામ કરવું પડયું, ને એ દ્વારા જે સંતજાગૃતિ આવી તેણે જાણે માર્ગ ચીંધી દીધો કે શબ્દપ્રામાણ્ય ને શાસ્ત્રકારાગારમાં પડેલો સમાજ પરધર્મની ગુલામીથી છૂટે તે પહેલાં શબ્દ ને શાસ્ત્રની ગુલામીમાંથી છૂટે તે જરૂરી છે. ગીતાની ગંગા એમણે જ મરાઠીમાં ઉતારી, ને મરાઠી ભાષાને જ્ઞાનનું તેજ ને ગૌરવ સમર્પ્યાં. આમ કરીને એમણે બીજી કેડી પણ ચીંધી દીધી કે શાસ્ત્રજ્ઞાનને સંસ્કૃતની કેદમાંથી છોડાવો. આમાં પણ સંતો તેમને પગલે ચાલ્યા. એકનાથે ભાગવત ઉતાર્યું, તુકારામે પોતાના ઇંદ્રિયાતીત અનુભવોને અભંગમાં જ ઉતાર્યા, ચોખામેળા હરિજનસંતે પોતાની ફરિયાદ ભગવાન પાસે મીઠી ગામડી ભાષામાં જ કરી.

સ્વભાષાની જાગૃતિ એ સ્વરાજનાં ખેડાણનું હરેક દેશમાં હરેક કાળે એક મહત્ત્વનું કામ રહ્યું છે. માનવી વિચારની આપલે વાણી દ્વારા જ મુખ્યત્વે કરી શકે છે. એટલે નવવિચારે લોકસુધી પહોંચવા માટે લોક સુગમ ભાષામાં ઊતરવું જ રહ્યું.

અને વિશેષે કરીને આ સંતોમાંનો ઠીક ભાગ તો નીચલા ને

અભણ વર્ગનો હતો તેમા કેટલીક સ્ત્રીઓ પણ હતી કણબી, દરજી, કુંભાર તો હતા, પણ દાસીઓ, મહારો, વેશ્યાઓ પણ આ માળાના પારા હતા, તે બધા સસ્કૃત જાણતા પણ ક્યાથી હોય ? આત્યતિક ભક્તિભાવે એમની વાણીને જન્મ આપ્યો હતો

આ સતપરપરાએ સ્વાનુભવના જોર પર જે વિચારો મરાઠી પ્રજામા દૃઢ કર્યા તેનો સાર આ હતો,

(૧) જાતિભેદ, વર્ણભેદ, ધર્મભેદ ગૌણ છે ભક્તિમા તે ઓગળી જાય છે

(૨) ભક્તિ સ્ત્રી કે પુરુષ સમાન દાવે કરી શકે

(૩) અનુભવ તે પ્રમાણ છે, જે બ્રહ્મને અનુભવે તેની વાણી વેદ જેવી જ પવિત્ર છે

(૪) ભક્તિ માર્ગમા પશુવધ કે એવી નિર્દયતાને સ્થાન નથી

સતોના આ વિચારોનુ મૂળ તો તેમનો આધ્યાત્મિક અનુભવ હતો પણ તેની અસર સમાજના બધારણ પર થયા સિવાય ન રહી આથી આને પરિણામે

(૧) નાતજાતના બધનો ઢીલા થયા અને માણસની મહત્તા કુળ કે મપત્તિ પર નહી, પણ ભક્તિથી શુદ્ધ થયેલ ચારિત્ર્ય પર અકાવી જોઇએ તે સસ્કાર દૃઢ થયો

(૨) હિંદુ-મુસ્લિમ ને હિંદુધર્મના પથપથ વચ્ચેનુ ઘર્ષણ ઓછુ થયુ ને તેમ કરીને આ ખડ જેવા ગષ્ટ્ર માટે પરમ આવશ્યક એવી ધાર્મિક સહિષ્ણુતા, તેનો પાયો નખાયો

(૩) કર્મકાડ ને વિદ્વત્તાની પ્રતિષ્ઠા તૂટી

(૪) હલકા દેવદેવીઓની ઉપાસનાને ઉતારી પાડવામા આવી

(૫) આત્મગૌરવનો જન્મ થયો

નાતજાતના બધનો ઢીલા કરવામા તો આ બધા સતો પોતે જ

વિવિધ જાતિના હતા એટલો જ પુરાવો પૂરતો ગણાય. પણ એની માનવસુગંધથી મહેંક મહેંક થતા કેટલાક કિસ્સા તરફ આંગળી ચીંધ્યા સિવાય રહેવાતું નથી.

માલોપંત નામના સંતને પોતાની સ્ત્રી હરિજન હતી તે ખબર પરણ્યા પછી પડી. લોકોએ તેનો ત્યાગ કરવાનું માલોપંત પર ઘણું દબાણ કર્યું; પણ માલોપંતે તેનો ત્યાગ ન જ કર્યો. જીવનભર તેને નભાવી તેનું શ્રાદ્ધ પણ કર્યું.

ક્રિશ્નદાસને પણ પોતાની સ્ત્રી હજામની દીકરી હતી તે લગ્ન કર્યા પછી ખબર પડી. તેણે લોકોનો વિરોધ ગણકાર્યો નહિ. તેની સાથેનો દૈહિક સંબંધ ન રાખ્યો પણ સાંસારિક સંબંધ ચાલુ રાખ્યો.

બહેરામભાટ આ સતતત્વની ખોજમાં હિંદુમાંથી મુસ્લિમ થયેલો ને ફરી પાછો હિંદુ થયેલો ને સૌને કહેતા કે ત્યાં ને અહીં એક જ છે.

વામન પંડિત સંસ્કૃતિના ધુરંધર પંડિત હતા. દેશી ભાષામાં વાત કરતા પણ લજાતા. સમર્થ રામદાસે તેમને લોકભાષામાં લખતા કર્યા.

બીજા આવા પંડિતને તો એના દેવે સ્વપ્નામાં આજ્ઞા કરેલી કે તેના ગ્રંથો તેણે દરજી ભક્ત નામદેવ પાસે સુધરાવવા.

આ જ નામદેવની કરુણાવૃત્તિ એટલી કોમળ હદે વર્ણવાઇ છે કે ઝાડની છાલ ઉખાડતા પહેલા એને કેવું દુઃખ થશે તેનો સ્વાનુભવ લેવા તેમણે પોતાના હાથ પર કુહાડી ચલાવેલી.

શેખ મહમ્મદ ખાટકી સંત હતા. તેમના પિતાએ તેમને બકરું કાપવા કહ્યું ત્યારે તેમણે પોતાની આંગળી કાપી જોઇ. ને તે વેદના પરથી છેવટે ધંધો ત્યજી દીધો.

આમાં કાલિમાતાની પ્રતિષ્ઠા તો ટકે જ કેમ ? સંત ભાનુદાસે વિદ્યાનગરના કાલિભક્ત રાજાને કહેલું કે તમારી કાલિમાતા તો

પંઢરપુરના વિઠોબાનું મંદિર રોજ વાળવા જાય છે. પંઢરપુર શબ્દ સાથે જ આ સંતોના કામનો ખ્યાલ આવી જાય છે!

વેદોના દેવતાઓ ઉપનિષત્કાળમાં બદલાયા, ઉપનિષત્કાળના દેવતાઓ પુરાણકાળમાં બદલાયા. યુગ બદલાય તેમ દેવતાઓમાં યુગની પ્રતિષ્ઠા કરવી પડે છે.

સંતહિતચાવે દેવ સ્થાપ્યા. વિઠોબા–વીટ–ઈંટ પર ઊભેલા દેવતા તેની પણ હૃદયસ્પર્શી કથા છે. પુંડલીક માતપિતાની સેવા કરતો હતો. તેને મળવા વિષ્ણુ ને લક્ષ્મી આવ્યાં. પુંડલીક તો પિતાની સેવા કરતો હતો. કેમ કરીને એમને છોડી ભગવાનનું સ્વાગત કરવું? પિતા–માતા પણ ભગવાનનું સ્વરૂપ જ હતા. એકનું અપમાન કરીને બીજાનું માન કેમ થાય? એટલે એણે એક હાથે ચાકરી કર્યે રાખી ને બીજે હાથે પડખેની ઈંટ બાજુ પર મૂકી તેના પર ઊભા રહેવા ભગવાન અને લક્ષ્મીને વિનંતી કરી. સ્વમાનપૂર્ણ જ્ઞાનનો પુંડલીક અવતાર સેવા કાર્ય પૂરું કરી રહ્યો એટલે ભગવાનને બે હાથે વંદના કરી. ભગવાન પ્રસન્ન થયા ને વરદાન માગવાનું કહ્યું ત્યારે પુંડલીકે માગ્યું કે આપની ભક્તાધીનતાનો મહિમા જગત ચિરકાળ સુધી જોયા કરે માટે હવે આ ઈંટ ઉપર જ કળિકાળમાં ઊભા રહો.

પંઢરપુરમાં વિઠોબા એ ઈંટ પર જ ઊભા છે.

સંતો જે મહારાષ્ટ્ર ધર્મને સ્થાપવા માગતા હતા તે હતો આવો ભક્તિના રસાયને રસાયેલ કર્મપ્રધાન, સર્વવ્યાપી લોકધર્મ. પંઢરપુર તેનું કાશી બન્યું. પંઢરપુરનો કેડો પણ પવિત્ર બન્યો. પંઢરપુર–પરિક્રમા નગરી પૈઠણ–શૂદ્રાદિ ગયું ને અભણ–મહારોના પણ પ્રેમભક્ત સંતોનું પંઢરપુર આજે યે પ્રેરણા આપે છે.

આ ખેડાણમાં શિવાજી મહારાજે વાવણી કરી.

## (૧૪)

# લોકશાળાની ભૂમિકા

નાનાભાઈ ભાવનગર છોડી આંબલા આવ્યા ત્યારે એ વાતો અવારનવાર કહેતા. "અમને રાંધતા આવડયું પણ પીરસતા ન આવડયું." એમનું કહેવાનું હતું કે અમે દક્ષિણામૂર્તિમાં કેળવણીનો કસબ ખીલવ્યો, પદ્ધતિ નિર્માણ કરી, પણ અમારી એ આવડત અમે દેશના નીચલા થરના વિદ્યાર્થીઓને ન ધરી, આંબલામાં આવ્યા ત્યારે શરૂઆતમાં એમના મનમાં મુખ્યત્વે આ હતું. જેમ જેમ આંબલામાં રહ્યો તેમ તેમ એમણે અવારનવાર બીજી વાત પણ કહેવા માંડી, "આને શું શીખવું ? મને નથી ઝાંપો બાંધતા આવડતો કે કોશ હાંકતા પણ આવડતો નથી." એમને એમ થતું હતું. કે અહીંના લોકોના જીવનનો જે પાયો ખેતી—તેમાં કશું જાણતા ન હોઈએ ત્યાં સુધી તેમના શિક્ષણમાં સૂઝ કેમ પડે ? આને લીધે એ પોતે ને અમે એક બે જણા જે સાથે હતા તે ખેતીની જુદી જુદી ક્રિયા પ્રક્રિયામાં એ વખતે ઠીક વખત આપતા. ખાતર કાઢવું, રજકો વાઢવો, ખપેડો બાંધવો, છીંડાં પૂરવાં, ગાયો દોહવી, આ બધાં કામો અમે માથી કે અમારા ખેતી શિક્ષક હરિભાઈ પટેલ પાસેથી શીખવા માંડયા. અમારી શાળાના બાળકો પાસેથી પણ વરત કે વરતડીને વળ દેતા શીખવામાં અમને સંકોચ નહોતો. હું ધારું છું કે એ વખતે ગામના લોકોને

તથા અમારી પ્રાથમિકશાળાના વિદ્યાર્થીઓને કહાય એમ થતું હશે કે આ બધું જે ગામના લોકોને આવડે છે તે તે તેમની પાસેથી અમે શીખી અમે એને નવું શું શીખવવાના છીએ ?

પણ આ બધી ક્રિયાઓમાં જરૂરી સમય આપ્યા પછી હું આ બધી ક્રિયાઓ પાછળ રહેલ વિજ્ઞાનને સત્રંમસૂત્ર સમજવા માટે છગનલાલભાઇ પાસે ગયો. એ ચાર મહિના મારે માટે મહાવિદ્યાલય જેવા હતા. છગનલાલભાઇ રોજ ચાર-પાંચ કલાક મને આપતાં, ને બે કલાક હું પોતે એમના ખેતર પર કામ કરતો. હું ધારું છું કે સૌરાષ્ટ્રમાં ખેતીવાડીનું શિક્ષણ આપવાની લાયકાત છગનલાલભાઇ જેટલી ભાગ્યેજ કોઇની હશે. તેમનો પ્રેમાળ સ્વભાવ, વિદ્યા આપવાની ઉત્કંઠા, એ બધાએ મને ઘણું શીખવ્યું. જે વસ્તુ મારે ખેતી શિક્ષણની દૃષ્ટિએ જોઇતી હતી તે તેમને ત્યાં હતી. ખેતીવાડી એ આપણા સમાજ જીવનની ધરી છે. ને તેજ આપણે આપણા શિક્ષણની પણ ધરી થવી જોઇએ તે કલ્પનાથી અમે આંબલામાં બેઠાં હતા. પણ છગનલાલભાઇ સાથેના ચાર મહિના દરમિયાન એ કલ્પના પ્રત્યક્ષ થઇ.

આટલું થયા પછી અમે લોકશાળાના ઘડતર માંડવાનું નક્કી કર્યું. લોકશાળા સામે બે ભયો હતા. એક તો એ ઉદ્યોગશાળા ખેતીશાળા થઇ જાય તે. ને બીજો ખેતીને ઉપર ઉપરનું સ્થાન આપી બીજી સરકારી હાઇસ્કૂલો હોય તેવી માધ્યમિક શિક્ષણની જીવન સાથે સંબંધ વિનાની શાળા થઇ જવાનો. આ બંને ભયો વચ્ચે થઇને અમારે માર્ગ કાપવાનો હતો.

અમારે વિદ્યાર્થીઓને કોરા ખેડૂત કે કોરા સરકારી બનાવવા નહોતા. ખેડૂતો આ દેશમાં ૯૦% ટકા હતા જ અને છતાં ગરીબ, કુસંપ, વહેમ ને અનેક દુરાચારો હતા જ. ૯૦% ટકા વર્ગ પરિશ્રમ કરતો આવ્યો છે છતાં દુનિયામાં એ નેવું ટકા વર્ગમાં જ કાંઇ ઓછી ઉપાધિઓ નહોતી.

અમે ખેતીનું ઉત્પન્ન વધારવાના એક હેતુથી લોકશાળા શરૂ કરતા નહોતા. જો કે વૈજ્ઞાનિક બુદ્ધિ ને શોધખોળને ચાલુ ખેતીમાં દાખલ કરવાને ઘણો અવકાશ હતો, આવશ્યકતા હતી. પણ કેળવણીએ જીવનને એકી સાથે સમૃદ્ધ ને સુખી બનાવવાનું હતું. ઘણાં દેશો સમૃદ્ધિ પાછળ પડયા હતા. ને છતા કદાચ તેથીજ સુખ દૂર રહેતું હતું. બીજી બાજુએ આ દેશમાં અત્યંત ગરીબાઇ–કાળજાતૂટ પરિશ્રમ છતાં ગરીબાઇ હતી. ને તેથી પણ સુખ દૂર રહેતું હતું.

ગામડામા અમે રહેતા હતા તેના અવલોકન પરથી અમને દેખાયું કે પરિશ્રમ સાથે બુદ્ધિ ને ભાવના એક રસ થવાં જોઇએ. ગામડામા પરંપરાગત ખેતી ઘણી ચોકસાઇથી ચાલતી હતી. પેઢાન પેઢીનો જે અનુભવ હતો તે સાચવવાની જાગ્રતિ ગામડાના સમાજમા હતી. અખાત્રીજનો પવન જોવા સૌ જતા. વૈશાખના દનૈયા ગણતા, હોળીની ઝાળ કઇ તરફ જાય છે તે જોતા. ને તે પરથી વર્ષની આગાહી કરતા. પેઢીઓથી આ ચાલ્યું આવ્યું હતુ. પણ નવી શોધખોળ કરવાની મનોવૃત્તિ કે આદત નહોતા. તેવું જ જે ભાવનાથી તે કામ કરતા હતા તે ભાવના હતી સ્વાર્થી ને સ્વપર્યાપ્ત. દુનિયા છેલ્લા બે સૈકાથી જે રીતે બદલાઇ હતી તે જોતા આ ભાવના ને આ બુદ્ધિ એમની કાળી મજૂરી છતા એમને કારમી ખોટ ખવરાવતા હતા.

એનુ એક મુખ્ય કારણ એ હતું કે એ શ્રમ પાછળ જે બુદ્ધિ હતી તે બે સદી પહેલાની હતી. ને ભાવના હતી તે તો તેથી પણ જૂના સમયની હતી. તેઓ સ્થૂલ રીતે જીવતા હતા' ૨૦ મી સદીમાં, પણ માનસિક રીતે જીવતા હતા સોળમી સદીમા. બજાર માટે ઉત્પન્ન કરતા હતા, પણ બજારમાં માલ ટકી રહેવા માટે થઇને જે જ્ઞાન, આવડત કે સંગઠન હતું પણ તે સોળમી સદીના અવશેષ જેવું હતું. જે બોજો આપવા સિવાય કશા ખપનું નહોતું.

જેઓ ગામડામા આ રીતે રહ્યા નથી તેમને સમજવામા આવે

તે માટે એક બે ઉદાહરણો આપુ ખેડૂત ગેન્ડી ચોપતો હતો પણ
ને જૂની દેશી તે પછી પૂરિયા ગોઠવાઈ હતી. કોઇમ્બતુરમા અનેક
જાતો ગોઠવાઇ હતી. જેના ઉતારમા ને દેશી શેરડીના ઉતારમા ઘેરો
બમણો તફાવત હતો છતા આ ઓછા ઉતારવાળી શેરડીનો ગોળ
લઇને એણે બજારમા ઉભા રહેવાનુ હતું. ને સ્હેજે તે હરીફાઇમા
ટકી રહી ન શકે એટલે એ વધારે મહેનત કરે. ઓછુ ખાય.
ઓછા લૂગડા પહેરે પણ સાચો ઉપાય નવુ બિયારણ, નવી ઢબની
ખેતી, નવી ઢબના ખાતરો છે તે તેના ધ્યાનમા આવતુ નહોતુ

ગામમા મંદિર, પૂજારી, બાવા હતા. તે તેમના સુખદુખનો
પરપરાગત ખુલાસો આપતા પણ ગામડાના જીવનમા જે પ્રશ્નો છેલ્લી
બે સદીમા ઉભા થયા હતા તેનો ઉકેલ બીજે ક્યાય પડ્યો હતો તેની
તેને ખબર પણ ન હતી જૂના ને નવા સાથે કયા સાધ મેળવવી
તેની કલ્પના પણ એની પાસે નહોતી છતા નવો જમાનો તેમને
ઘેરી વળ્યો હતો

થિંક એમ થતા વધારે મહેનત, વધારે કરકસર તે જાણે ઉપાય દેખાતો હતો પણ જે ખરેખર ઉપાય નહોતો તે ઉપાય ફળીભૂત ન થય એટલે પછી ચારે બાજુ હવાતિયા મારતો હતો શહેરમા જઇને મોનમા મજૂર થવુ, પેટ પાટા બાધીને પણ અગ્રેજી ભણી નોકરીએ વળગવુ એ આવા આવના હતા

આ સ્થિતિમા અમે જ્યારે ખેતી શિક્ષણ ને પરિશ્રમની વાત કરી ત્યારે ખેડૂતોને એમા શરૂઆતમા બહુ રસ ન પડયો ખેતી તો તે બધા કરતા જ હતા મહેનત તો તે બધા તૂટી મરે તેટલી કરતા હતા તે તો તેમના કપાળમા જડાયેલુ હતુ તેમાથી છોડાવી ઉપના બેઠાડુ વર્ગમા ભેળવે તેવુ ભણતર તેમને ગમતુ હતુ કારણ કે એમા પાર ઉતરે તો પાતાનો કયાચથી નબર લાગી જાય પણ આમા તો કાઇ બારી જ નહોતી પણ ધીમે ધીમે હુ ધારૂ છુ કે અમારે ત્યા આવતા બાળકોના મા-બાપો ને બાળકોને ખ્યાન આવ્યો કે અમે જ્યારે ખેતી કે પરિશ્રમની વાત કરતા હતા ત્યારે એ જે ખેતી ને જે પરિશ્રમ સમજતા હતા તે અર્થ તેમા નહોતો

અમો પરિશ્રમને બૌધિક ને ભાવના વિષયક સસ્કારોથી અવિચ્છિન્ન ગણતા હતા ને અમારો મુખ્ય પુરૂષાર્થ આ પરિશ્રમ પછવાડે રહેલી ભાવના ને બુદ્ધિને જગાવવાનો હતો જેથી પરિશ્રમ સામાજિક ને નૈતિક સ્વરૂપમા પનટાય ને તે આનદાયી વિચારપૂર્વકનો ને પ્રમાણુસરનો બને અમે એ સસ્કાર જરૂર આપવા માગતા હતા કે સમાજોપયોગી શ્રમ એ એક કર્તવ્ય છે, ને એ કર્તવ્યમાથી છટકવાથી સમાજને જેટલુ નુકસાન થાય છે તેટલુ કે તેથી પણ વધારે તેમાથી છટકનાર વ્યકિતને થાય છે

પણ સમાજોપયોગી પરિશ્રમ દ્વારા અમે જે સસ્કારો આપવા માગતા હતા તેને માટે સમાજવિદ્યા એ અમારૂ ખરી વાહન હતુ પોતાના સમાજની વતમાન રચનાને ભાવિ તરફની એની ગમ્ય

ક્રિયા જે ન જાણે તે પરિશ્રમ કરે તો પણ તેને ને બીજાને યોગ્ય રીતે ઉપયોગી નિવડે તેમ ન કરી શકાય, ચાલુ સ્થિતિ તેની સાબિતી હતી.

આથી અમારી લોકશાળામા જેમ પરિશ્રમ એક અંગ રાખ્યું, તેવુ જ સમાજવિદ્યા અમારું બીજું અગત્યનું અંગ ગણ્યું. અમારો અભ્યાસક્રમ જોતા એ દેખાઈ આવશે.

પણ આવનાર વિદ્યાર્થીઓ ને એમના મા-બાપોને આ બંને વાત શરૂઆતમા સમજાવવી કઠણ હતી. પહેલા તો પરિશ્રમ કરવો પોતાના વિકાસ માટે જરૂરી છે એ વાત નવાઇ જેવી લાગતી હતી. અમે જ્યારે બાળકને સંસ્થામા મૂકવા આવનાર મા-બાપને એમ કહેતા કે તમે જો તમારો છોકરો નોકરી કરે તેમ ઇચ્છતા હો તો અહી ન મૂકતા અહીં તો બાળકને જો ખેડ કરાવવી હોય તો-પાછો ગામડામા જ કાંઇક ધંધો કરે તેમ માગતા હો તો જ મૂકજો, મા બાપોને આ વાત ગળે ઉતરવી મુશ્કેલ હતી

કહે, ' કોની સામે ? ' "શહેરો સામે, તમને પાયમાલ કરતાં પોતાનાં અજ્ઞાન–આળસ સામે."

અમે જોઇ લીધું હતું કે મોટે ભાગે આ ગ્રામીણ સમાજમાંથી જેને કંઇક સગવડ ને આવડત હોય તેને એવી કેળવણી મળે છે કે જે પછી ગામડાંના વિરોધ પક્ષોનો વકીલ બની જાય છે. હડતાલો તોડાવનારા જેમ 'બ્લેક લેગ્સ' શોધે છે તેમ એક કેળવણી ગામડાંની ભૂમિમાંથી ગામડાંના જીવનને ચૂસવાની ક્રિયામાં મદદ કરનાર ઘડે છે. કેળવણી તત્કાલીન સંપત્તિવાનો ને રાજ્યકર્તા વર્ગની જરૂરિયાતો પૂરી પાડવાનું સાધન બની ગઇ હતી. બીજી એક કેળવણી શરૂ થઇ છે પણ તે ખેતીવાડીનું શિક્ષણ આપીને જ સંતોષ માને છે. ખેતીવાડી એક વિશાળ સમાજરચના સાથે ને સ્વસ્થ મનોરચનાના વિકાસ સાથે સંકળાવી જોઇએ તેવો ખ્યાલ નહોતો.

અમારે એ બેમાંથી એકે કેળવણી આપવી નહોતી. અમારે એને પોતાનાં ગામમાં રહે, વર્તમાન સમાજમાં ઉપયોગી થાય તેવો કરીને રહે તેવો બનાવવો હતો. પણ તે પોતાના ગ્રામીણ સમાજના પ્રશ્નોને સાચા અર્થમાં સમજે, સમજાવે ને પ્રસન્ન ચિત્તે ત્યાં રહે તેવો કરવો હતો.

પ્રથમવાર પ્રમાણપત્રો લઇને જતાં વિદ્યાર્થીઓમાંથી એકે પૂછ્યું, "અમે કેવા થઇએ એમ તમે ઇચ્છો છો?"

"તમને ભાવનગરના દીવાન થવાનું આમંત્રણ મળે તો પણ તમે તમારી ખેડ ને તમારું ગામડું ન મૂકો. ને તે સ્થળે રહીને પ્રમાણિક જીવન માટે તમારી સાથે કે સમાજ સાથે ઝગડો; તમને પૂરું ન મળતું હોય તો સમાજ કે રાજ્ય સામે ઝઘડવાની છૂટ છે પણ ખસવાની છૂટ નથી!"

નાનાભાઇ એકવાર કહેતા હતા કે લોકશાળા એ મોટું પાવર-

હાઉસ થવાનું છે ત્યાંથી ગામડે ગામડે પ્રકાશ ને શક્તિ પહોંચવા જોઈએ

અમારો ગાડોંનો મનોરથ એવી સંસ્કૃતિની એકાદ ઘટ રચવાનો હતો જેમાં પરિશ્રમની પવિત્રતા હોય પણ પરિશ્રમ કરનારો ભારો, શોષિત કે સ્વાર્થ સ્વપર્યાપ્ત ન હોય એના હાથ કામ કરતા હોય, એની બુદ્ધિ પ્રશ્નનું સર્વાંગી આકલન કરતી હોય ને એનું હૃદય સૌના સુખદુઃખમાં સાથ આપતું હોય

કામ ઘણું કપરું હતું પણ અમને ખાત્રી હતી કે અનિવાર્ય હતું ગામડાં બેકારના ઢગના બન્યા હતા ઓસ્ટ્રેલીઅન ઘઉં અહીંના ઘઉં કરતા અરધા ભાવે વેચાતા હતા વેજીટેબલ ઘી પશુધનને મારી નાખતું હતું શહેરી ઉદ્યોગ ને વેપાર ઇતર આમ વ્યવસાયને ભીંસતા હતા

એંશી ટકા વસ્તી પરના આ આક્રમણને અટકાવવા થોડા મધ્યમ વર્ગના રચનાત્મક કાર્યકરો ગામડાંમાં જતા હતા પણ તે તો દરિયામાં ખસખસ જેવા તે પણ પાંચ સાત વર્ષે આર્થિક મૂંઝવણે પાછા ફરતા તેમની જરૂરિયાતો ગામડું પૂરી પાડી શકે તેમ નહોતું, તેમની જરૂર હતી પણ ગામડું પોતાનું કરી શક્યું નહોતું ત્યાં બીજાનું શું કરે? આ મધ્યમ વર્ગના કાર્યકરોના મૂળિયાં પણ આ જ ભૂમિમાં સ્વાભાવિક નહોતાં

જે થોડાક બુદ્ધિશાળી ગામડિયા હતા તેઓ પ્રચલિત કેળવણી લઈને ગામડાંમાંથી નીકળી સામા પક્ષમાં ભળતા હતા

ઉકેલ એક જ હતો ગામડાંમાંથી ગામડાંનો સર્વાંગી વિચાર કરનારા જન્મવા જોઈએ ભણ્યા પછી વધારે પૈસાની જે લાલસા ઉઠે છે તેને મનને ભણ્યા ન હોત તો જેવી સાદાઈથી રહેત તેવી સાદાઈથી રહી ગામડાંને સેવા કરવાની ભાવના જાગવી જોઈએ આમ થાય તો

જ ગામડે ગામડે પોતાનો ધંધો કરતાં કરતાં ગામડાને દોરવણી આપતી એક ધરતીની નેતાગીરી જતે દહાડે ઊભી થાય. એના મૂળિયાં ત્યાંજ હોય. જો ગામમાં એવા બેચાર જણ હોય તો તો કોઇને ઝાઝો સમય પણ ન આપવો પડે, સહુ પોતાનું કામ કરતાં કરતાં ગામડામાં નવો ચીલો પાડી શકે. ગામડાં ને ગામડિયા તો જ બચે.

પહેલે વર્ષે આવી બધી સ્પષ્ટતા ઘણાં ગામોમાં ઘણાં માબાપો સાથે કર્યા પછી અમને માત્ર સાત વિદ્યાર્થીઓ મળ્યા.

આમાં બે કોળી હતા. બે કણબી, એક બાવા, એક ખરક ને એક વણિક. તે બધા મહેનતુ વર્ગના છોકરાઓ હતા એટલે મહેનતમાં પલોટવામાં મુશ્કેલી નહોતી. જે થોડી મુશ્કેલી હતી તે પણ સાથે અમે હોઇએ એટલે ઓછી થતી જતી પણ એમના ખ્યાલો બદલવામાં મુશ્કેલી સહેજ વધારે હતી.

એક દિવસે વર્ગમાં હું પડખેના ગામે એક બાઇને એના ધણીએ મારી નાખીને પછી પંચોને લાંચ આપી એ કુદરતી મૃત્યુ છે તેમ લખાવી નાંખ્યું તેની વાત કરતો હતો. મારો હેતુ એ કૃત્યમાં રહેલી ઠંડી ક્રૂરતા બતાવવાનો હતો ત્યાં એક વિદ્યાર્થી કહે, "એમાં શું થઇ ગયું ? એની વહુને મારી છે ને ? બીજાની તો નથી મારી !

મેં નવાઇ પામીને કહ્યું. "પણ એ એના જેવી જ માણસ હતી."

વિદ્યાર્થી કહે "પણ બસો રૂપિયા દઇને એની વહુને લાવ્યો તોને, મફત તો નહોતો લાવ્યો !" છોકરો તો સહજ ભાવે કહેતો હતો, એની રીતમાં નહોતી વિચારપૂર્વકની નઠોરતા કે નહોતો કોઇ બાજુ દુર્ભાવ. પણ અમારું કામ તો કેટલું વિશાળ ને વ્યાપક હતું તેનો મને સ્પષ્ટ ખ્યાલ આવ્યો.

ગણેશભાઇ અમારા કોળી વિદ્યાર્થી. આજે તો સરસ ગૃહપતિ બની આશ્રમ સંભાળે છે. પણ આવ્યા તેના ચોથે પાંચમે દિવસે કહે,

"આ બધા મને ડફડકું ડફડકું કહે છે."

"કોણ ?"

"આ બધા કણબીના છોકરા વલ્લભ ને બધા," ધરનભને બોલાવીને પૂછ્યું તો કહે, "કોળીને બધા ડફડકાં જ કહે."

મેં કહ્યું, "ને તમને બધા રોચા, ડૂચા કહે ખરૂ ને ?"

વલ્લભ થોડીવાર ગંભીર થયો હું રહેજ હસ્યો, એટલે એ પણ હસ્યો. અમારું કામ જમીનમાં જામેલી ધ્રો, કાસ, દાભને ઊંડેથી કાઢી નાખવાની વિદ્યા જ શીખવવાનું નહોતું, અમારે એના મનના ઊંડાણમાં જે ભુંડો જ્ઞાતિવાદ, ઝનૂન, વહેમ, સ્ત્રીઓ, શુદ્રો, હરિજનો, વસવાયા તરફનો અણગમો, મોટાની ખુશામત ને નાના પર હવાનદારીની ટેવ, આ બધું કાઢવાની વિદ્યા શીખવવાની હતી જે ઘર અંદરથી કોરાતુ હોય તે કેમ ઊભું રહી શકે. ક્રાઇસ્ટે સાચું જ કહ્યુ હતુ

અમારે એમને સમજાવવાનું હતું કે ગામડાની પરિસ્થિતિ બગડવાનું કારણ ખોટી પદ્ધતિની ખેતીવાડી જવાબદાર હતી, તેથી યે વધારે જવાબદાર ગામડાની સામાજિક વ્યવસ્થા ને ગામડામાંની ખોટી ભાવનાસૃષ્ટિ હતા.

આ વિદ્યા પણ કેળવણીની દષ્ટિ-સ્વતંત્રતાની અભિમુખતા, સ્વયંસ્ફૂર્તિના સિદ્ધાંતોને સામે રાખીને આપવાની હતી

આમાં અમે ઠીક સફળતા મેળવી તેનુ એક કારણ મને એ લાગે છે કે અમે શરૂઆતના ૮ વર્ષ ઝાઝા વિદ્યાર્થીઓને નહોતા લીધા. બધા મળીને અમે ૨૦-૨૫ વિદ્યાર્થીઓ જ રાખતા. એ બધાની સાથે ભળી જવુ, તેમને ઘરના છોકરાના જેમ રાખવા તે શક્ય હતુ.

તેનુ બીજુ કારણ મર્યાદાભંગ ન થાય તો કહી શકાય કે અમો બહેનને (મારી પત્નીને) ગૃહપતિનુ સ્થાન આપ્યુ એણે આ બધા

# (૧૫)

# લોકશાળા

**મા**નનીય પ્રમુખ સાહેબ, ભાઈઓ તથા બહેનો,

લોકશાળાની સ્થાપનાને આજે બાર વર્ષ પૂરાં થયાં છે. કોઈપણ પ્રવૃત્તિની પ્રગતિ તપાસી જોવા માટે આટલો કાળ એ ઠીક ગણાય. જૂના સમયમાં તપની મર્યાદા બાર વર્ષની ગણાતી. લોકશાળા એક તપ જેટલો કાળ પૂરો કરીને બીજા તપમાં પ્રવેશ કરે છે એ વખતે પાછલાં બાર વર્ષો પર નજર નાખી સરવાળો-બાદબાકી કરવાનું સ્હેજે મન થાય.

અહીં આવ્યા ત્યારે લોકશાળા શરૂ કરીશું તેવી કલ્પના પણ નહોતી. ખરી રીતે કોઈ યોજના નહોતી. ગામડાની કેળવણી દ્વારા કંઈક ઉપયોગી થવું છે એજ એક સંકલ્પ હતો ને ગામડાને ઉપયોગી કેળવણી ચાલુ કેળવણીથી જુદા પ્રકારની હોવી જોઈએ તેવી પ્રતીતિ હતી.

અહીં આવ્યા પછી જે પહેલી વહેલી ખાતરી થઈ તે એ કે ગામડાને જીવતાં રાખવાં હોય તો તેનો મુખ્ય ધંધો ખેતી એ જીવતી થવી જોઈએ. ગામડામાં ખેતી ચાલે છે ખરી પણ તે જીવતી નથી. ચેતનનો સ્વભાવ છે પોતાને રૂંધતી પરિસ્થિતિનો સામનો કરી તેને બદલવાનો. આ પરિસ્થિતિ રાજકીય હોય, સામાજિક હોય, આર્થિક હોય કે આધ્યાત્મિક હોય પણ જ્યાં ચૈતન્ય આવી રૂંધતી પરિસ્થિતિને વશ થાય ને પોતાનો માર્ગ ન કાઢી લે ત્યાં ચૈતન્ય ખોઈ બેઠું છે એમ સમજવું જોઈએ.

આપણી ખેતી ચેતનવાળી નથી, કારણ કે આપણો ખેડૂત ચેતન વિનાનો છે. ને તેથી જ આપણો દેશ ખેતી પ્રધાન હોવા છતાં દેશમાં અન્નની તંગી છે. તે વખતે સ્વરાજ આવ્યું નહોતું, એટલે ગામડામાં જનારા સેવકો તે કાળના રિવાજ મુજબ ખાદી ને બીજા ગ્રામોદ્યોગોને પોતાના કાર્યક્રમનું સાધન બનાવતા ને ભણેલા શહેરી લોકો તો પોતાની મૂડી ને આવડત યંત્રોદ્યોગોને કારખાનામાં રોકતા હતા. અહીં આવ્યા પછી સંસ્થાને લાગ્યું કે ખેતી એજ આપણો કૂવો છે. તેમાં જો હોય તો હવાડામાં આવે. અહીં પડખે જ બરણી બનાવવાનું, ચલાણા બનાવવાનું કારખાનું છે. સુંદર નક્શીદાર બરણીઓ બનાવે છે પણ આજુબાજુના ગામડામાં તે કેટલી જતી હશે ? ને મુંબઇ, અમદાવાદ કે શહેરી કસ્બામાં કેટલી જતી હશે? અમારા ગામમાં આખા વર્ષમાં બે ઘરોએ પણ બરણી નહી ખરીદી હોય ને એ ખરીદે પણ શ્યાથી ? અમે આવીને ત્રીજે વરસે ગામની આર્થિક તપાસ કરેલી ત્યારે ગામ માથે લાખ દોઢ લાખનું દેવું હતું; ને છતાં વસ્તીના નવમા ભાગને રોજનું ના ભાર ઘી પણ મળતું નહોતું. ખેડૂતો કરતા ઉભડિયાની, મોચી, સુથારની સ્થિતિ સારી હતી. અમને જવાબ મળ્યો તે આ કે ૮૦ ટકા વસ્તીની આવક જ્યાં સુધી આ હોય, બચત ન થતી હોય ત્યાં સુધી યંત્રોદ્યોગનો ફાજલ માલ ખરીદશે કોણ ? આ માલ બનશે ખરો પણ ૮૦ ટકા લોકો તેને વસાવી શકે તેવું તો નથી; ને જે વસ્તુ ૮૦ ટકા લોકોને ઉપયોગી થઇ શકે તેવી સ્થિતિ ન હોય તેમાં સમય, શક્તિ ને નાણાં રોકવા તે રાષ્ટ્રના વ્યાપક હિતની દ્રષ્ટિએ કઇ રીતે વ્યાજબી છે ?

આમ અમે ખેડૂતને ખેતીની આજુબાજુ રચાયેલી કેળવણી મારફત ઘડવાના વિચાર પર આવ્યા.

અહીં આવ્યા પછી જોયું કે ખેતીમાં પૂરતી કમાણી નથી રહેતી તે કારણે લોકો ખેતીમાંથી ભાગે છે. તે એક મુખ્ય કારણ છે; પણ

બીજાં અમરકારક ગૌણ કારણો પણ છે ને તે છે બેગાડુ જીવનમા આનંદ છે તેવું ઉપલા વર્ગે ફેલાવેલું રોગી માનસ. ઘણા ખેડૂતના છોકરાઓ ઘેર ખેતી હોવા છતા ઓફીસના કારકુન થવાનુ પસંદ કરતા દેખાયા. ખેતી ને તેની આજુબાજુ કુદરતમાં એમને કશો રસ ન હતો.

આથી અમને લાગ્યું કે કેળવણીની યોજના એવી થવી જોઇએ કે ખેતી ઉત્પાદક જ નહિ પણ રસમય વ્યવસાય છે તેવી ખાતરી થવી જોઇએ. જેને અમે શ્રમ, કાવ્ય તથા બુદ્ધિ ત્રણેનો સંગમ થવો જોઇએ તેવું સૂત્ર આપ્યું. પણ આ અમારો ખ્યાલ લઇને અમે જ્યારે ભણવા માટે બાળકોને મોકલવાનું સમજાવવા ગયા ત્યારે અમને ખબર પડી કે કામ સહેલું નહોતું.

પહેલા તો ખેડૂતો અમને એમ પૂછતા કે તમારે ત્યા ભણ્યા પછી કેટલા પગારની નોકરી મળશે ? ને જ્યારે અમે એમને સમજાવતા કે અમારો હેતુ તો ભણીને એ વધારે જાગ્રત ખેડૂત થાય તે છે. એટલે એ કહેતા કે ભણ્યા પછી પણ આ ઢેફા ભાગવાનું જ રહેવાનુ હોય તો પછી ભણવા પાછળ વખત શીદ બગાડવો ? જીવનને વિશેષ બુદ્ધિયુક્ત, વિશેષ રસમય કરવું એ વિદ્યા પ્રાપ્તિનો હેતુ છે તે વાત તો એમના મગજમા જ નહોતી

તેવી જ બીજી નવાઇ એમને મન એ હતી કે અમે વિદ્યાર્થીઓને અમારા ખર્ચે શા સારૂ ભણાવતા હતા ? અમને એમા કાઇક છૂપો સ્વાર્થ હશે, કદાચ અમારે એમને બાવા બનાવવા હશે ? વખતે લશ્કરમા ઉપાડી જવા હશે, કે હશે શુ ?

શરૂઆતમા મહામહેનતે અમને આઠ વિદ્યાર્થી મળ્યા. આમા કોળી, મજુબી, વાણિયા, ગરાશીયા ચારે કોમના લીધા હતા આ વિદ્યાર્થીઓને માટે શાળા સાવ નવીન હતી. શિક્ષકો એમની સાથે ડુતૂડૂ રમતા, એમની સાથે ખાતર સારતા. એમને ન તો ધમકી અપાતી, ન તો માર મળતો, આથી એમને મીઠી ગભરામણ થતી.

એકવાર અમને પહેલેથી જ દેખાયું કે ખેતીવાડીનું કામ કરવા પ્રેરવા માટે આ વિદ્યાર્થીઓને અમારે ખાસ પ્રયત્ન કરવો નહોતો પડતો. એમણે ઘેર કામ કર્યું જ હતું—ઉલટું અહીં એ કામની પાછળ પડેલા કોયડાનો ભેદ ઉકેલાતો હતો. ફૂદાં, પતંગિયા, પંખી, ગાયો, અળસિયા એ બધા ખેતીની દુનિયામાં એક સયુક્તિક ફાળો આપતા હતા તે જાણવાથી એમનો ઉત્સાહ વધતો હતો. પણ માથેસાથ અહીં હરિજનોને સૌ અડતા હતા, અહીં કોઇ લાજ કાઢતું નહોતું, અહીં કોઇ કોઇથી અભડાતું નહોતું, આ એમને આચકો આપનારું પણ હતું. કેટલાકને એ થોડા વખત માટે ન ગમતું ને એવે વખતે અમે એમને અલગ ગોળો આપતા ને અલગ રીતે જમવા બેસવાની છૂટ આપતા. એ યાદ છે કે કોઇએ આવી છૂટ આઠ દિવસથી વધુ ભોગવી નથી. પણ એમને ખાતરી થતી કે અહીં કશુંય પરાણે એમના માથા પર ઠોકી બેસાડાતું નથી.

ગામડાનો સમાજ આજે કહીએ તો મુખીપ્રધાન સમાજ છે. એમા સ્વતંત્રતા, વ્યક્તિત્વને બહુ અવકાશ નથી. ખેડૂત કુટુંબમા બાપની આજ્ઞા તે જ છેવટની ગણાય છે. દીકરો ૪૫ વર્ષનો હોય ને ઘેર બે ચાર છોકરા હોય તો પણ બાપની સામે હરફ ઉચ્ચારી શકતો નથી. વહુ ત્રણ છોકરાની મા હોય તો પણ ડોશી સામે પડઉત્તર વગાતો નથી. એ અર્થમા ગ્રામીણ સમાજ જાલીમ ને રૂઢીબદ્ધ સમાજ છે. ને તે સકારણ પણ છે. ખેતી રાત–વરતનો ધંધો છે. અત્યંત શ્રમ પછી અત્યંત ઓછુ વળતર આપનારો ધંધો છે. ને છતા ઘણા માણસોની સહાય વિના ચાલી ન શકે તેવો ધંધો આજે તે છે. એ સ્થિતિમા જો ખેતીના મુખ્ય આગેવાનનું જો બાકીના સભ્યો ન માને કે તેમા સ્વતંત્રતાનો પ્રવેશ થાય તો ચાલુ પદ્ધતિની ખેતી ટકી જ શકે નહિ. રાત્રે અગિયાર વાગે વાસુ જવા સ્વેચ્છાએ કોણ જાય ? આડી પડી ગયેલ શેરડીમા પાણી વાળવા સ્વેચ્છાએ કોણ ગરે ?

સ્વેચ્છાએ સવારથી રાત સુધી કામ કોણ કરે? ને છતાં જો ન કરે તો ધંધો ચાલે પણ કેમ? એટલે ગ્રામીણ સમાજ ખાસ કરીને ખેડૂત–સમાજ એ હાકેમ પ્રધાન સમાજ છે. ઉજળિયાતમાં બાપની હાકેમી આટલી ચાલતી નથી. ત્યાં સૌને સૌના હાથપગ છે. ને એકબીજાના જોરે કાંઇ ચાલવાનું નથી.

આવા હાકેમ પ્રધાન ખેડૂત બાળકોને અમે નહિ આપેલી સ્વતંત્રતા ને સાથોસાથ આપેલ નવા પ્રકારની ખેતીના ખ્યાલો કેવા મૂઝવનારા હશે તે તો તે વખતના વિદ્યાર્થીઓ વલ્લભ, ગણેશ કે મનુશંકર જેવાં લખે ત્યારે આબેહૂબ ઉઠે. કેળવણી લેનારને દ્વિજ કહેવામાં આવે છે. બીજાને વિષે શું થતું હશે તેની અમને ખબર નથી, પણ જે આઠ બાળકો અમે અહીં લાવ્યા હતા તેમને માટે એ મૂંઝવણ; પીડા ને સુખ મિશ્રિત બીજો જન્મ હતો તેવી મારા મન પર સ્પષ્ટ છાપ છે.

પણ કેવળ એમને માટે જ એ નવો જન્મ નહોતો. અમારા માટે પણ એ નવો જન્મ હતો. અમે સૌ પુસ્તકના આધારે આગળ આવેલા લોકો હતા. એ પુસ્તકોમાં કેટલુંયે જીવન સાથે બંધ બેસતું હતું, કેટલુંય તરંગી–મિથ્યા ને જાણુ પૂર્વકના પ્રપંચથી ભરેલું પણ હતું, પણ જે એ હતું તે અમારા જીવન સાથે વણાઇ ગયું હતું, એમાંનું ઘણું છોડવાનું હતું. કાપીને ફેંકી દેવાનું હતું. ને કેટલુંયે નવું આ અનુભવના પુસ્તકમાંથી અમારી જાત સાથે જોડવાનું પણ હતું. એ સહેલું નહોતું. ખેતીવાડી અમે કરી નહોતી, કલમનો અર્થ લખવાની કલમ એજ ખબર હતી. દેડરડા ગુંથવા માટે પરાણુ મૂકવાની વાત સાંભળી નહોતી–પરાણુને પ્રાણુનો સંબંધ એ ક્રિયા કર્યા સિવાય સમજાય તેવું પણ નહોતું. અમારા હાથ તો હતા, આવા કામ માટે ભાંગેલા પણ અમે ઓછા વત્તે અંશે ગાંધીજીની દેશ વ્યાપી રચનાત્મક તાલીમના રંગે રંગાયા હતા. ને કર્મરત, સદૈવ જાગૃત નાનાભાઇ અમારા રાહબર હતા. મહા ભારતના વ્યાખ્યાન

આપનાર નળિયા ચાળવા ચડતા, નળિયા ચાળતા શીખી, શીખ્યા પછી શીખવનાર મજૂરની ભૂલ બતાવી એનાથી વધારે સારું ચાળતાં જોતાં ને અમારા બાગના હાથમાં પણ નવું જોમ આવતું.

આવા હતા એ દિવસો. પણ એ દિવસોએ જ સંસ્થાનું રૂપ ઘડયું છે. આજે આપની સામે જે આટલો ફળઝાડનો બગીચો છે તે વેરાન ટેકરી હતી. ઘોડું ઢંકાઇ જાય તેવા ત્યાં ખાડા હતા. ઢોર ચરે તેનું લાપણું પણ થતુ નહોતુ. આજે ત્યાં જમાદારના આંબા ફળ આપે છે, ને ગોલવડના ચીકુ માળ ઉપર માળ નાખ્યે જ જાય છે તેનો યશ જાય છે શરૂમાં આવનાર એ વિદ્યાર્થીઓને. આ ફળઝાડોના ઉંડા ખાડા એમણે શિયાળાની થરથરતી ટાઢમાં ખોદ્યા છે. એમણે અમારી સાથે ખાતર નાખ્યું છે, દવા છાંટી છે, ને એક ડાળી ફૂટતાં અમારી સાથે નાચ્યા છે. મજૂરો નથી કર્યો એમ નહીં પણ વાડીની આબાદીમાં આનંદ ને જોખમની ચિંતા એમણે કરી છે. લાઈકરગસે સાચું જ કહ્યુ છે કે શહેરને હિમ્મતવાળા યુવાનોનો કોટ એજ સાચો કિલ્લો છે, પાણા પથ્થરનો નહીં. જે હાથ બાંધે છે તે ભાગી પડે છે પણ જે રદય બાંધે છે તે ચિરકાળ ટકે છે. સંસ્થા એ વિદ્યાર્થીઓના અને શિક્ષકોના હૃદયથી ચણાઇ છે.

પણ સંસ્થાની એક બીજી કસોટી પણ છે ને તે વિદ્યાર્થીઓ અહીંથી ગયા પછી શું કરે છે તે જે વિદ્યાર્થીઓ આજે પરીક્ષા આપીને ઉત્તીર્ણ થઇને જાય છે એમની પરીક્ષા આજે થઇ નથી. પણ આવતી કાલે જ્યારે બહારની દુનિયામાં પ્રવેશ કરશે ત્યારે જ શરૂ થશે, ને સાથેસાથ અમારી પણ થશે. આ કસોટીએ પણ સંસ્થાને ચડાવવી જ રહી

લોકશાળામાંથી કેટલા વિદ્યાર્થીઓ પસાર થયા છે? શું કરે છે? શું છાપ છે એમની.

આ બાર વર્ષમાં પ્રમાણપત્ર લઇને કેટલા વિદ્યાર્થીઓ નીકળ્યા છે? આજે પસાર થનાર ૧૧ વિદ્યાર્થીઓ બાદ કરતાં અગાઉ ૪૬ જણ પ્રમાણપત્ર લઇને બહાર ગયા છે. તેમાંના ૧૭ ખેતીવાડીમાં રોકાયા છે. ૭ જણ રચનાત્મક કામમાં છે. ૮ જણ ગ્રામ પંચાયત જેવી ગ્રામોપયોગી પ્રવૃત્તિમાં છે, ૧૦ જણ ખેતીવાડી ને સમાજવિદ્યાનો વિશેષ અભ્યાસ કરે છે. ૨ જણ વેપાર કરે છે ને ૨ જણ મીલમાં છે.

વસ્તુતઃ ૪૬ માં એચાર જણને બાદ કરતાં બધાં ૪૨ ગામડાંને એક યા બીજી રીતે ઉપયોગી થાય છે. હું ધારું છું કે આ સંતોષકારક ગણાય.

બીજી રીતે અમે આંકડા તપાસ્યા તો અહીં ચાર વર્ષ સુધી ભણી ઉત્તીર્ણ થનારની સંખ્યા ૫૬ છે. પણ એક વર્ષથી વધુ સમય રહીને જનારાની સંખ્યા ૧૨૭ છે. આમાં ૬૧ અત્યારે ખેતીકામ કરે છે, ૨૧ જણ રચનાકાર્ય ને ગ્રામોપયોગી પ્રવૃત્તિમાં છે. ૨૧ જણ નોકરી કરે છે. ૧૯ જણ અભ્યાસ કરે છે ને ૫ જણ વેપારમાં છે. હું ધારું છું કે આ આંકડાઓ ગ્રામપ્રવૃત્તિ ખિલવવામાં અમે કેટલા સફળ થયા છીએ તે સૂચવવા માટે પૂરતા છે.

જે લોકો એક યા બીજા કારણે ગામડામાં નથી રહી શકતા તેઓના મનમા પણ એક અસંતોષ હોય છે. પણ એમને ગામડામાં નહિ રહેવામાં અપૂરતી જમીન તેજ મુખ્ય કારણ છે. ને આ અવસરે એ વિષે પણ આપનો થોડો સમય લઉં તો માફ કરશો.

અમારા આ બાર વર્ષમા ગામડાં ને આ કામના અનુભવે અમને દેખાયું છે કે પચાસ ટકા કરતાંયે વધારે ખેડૂતોની પાસે પૂરતી જમીન નથી. હમણાં અમે ૨૫ કુટુંબની તપાસ કરી ત્યારે અત્યારે પૂરતી જમીન હોય તેવા કુટુંબો ૧૦ હતાં—ને આવતી પેઢીમાં પણ પૂરતી જમીન રહે તેવા તો બે જ કુટુંબ હતાં. અહીં

એ પણ આપને જણાવું કે પૂરતી જમીનની વ્યાખ્યા અમે આ તપાસ દરમ્યાન ધરખેડ કમિશને જે પોષણ ક્ષમક્ષેત્રનું એકમ રાખ્યું છે તે કરતા અરધું જ રાખ્યું છે.

લોકશાળામા દાખલ થનાર વિદ્યાર્થીઓની જમીન વિષયક સ્થિતિ ઠીક હોય તેનું અમે સામાન્ય રીતે તપાસી લઈએ છીએ છતા ઉત્તીર્ણ થનાર વિદ્યાર્થીઓના ત્રીજા ભાગની પાસે ખેતી કરવા માટે પૂરતી જમીન હોતી નથી. આ કોયડો આપણા સમસ્ત દેશનો છે. એક રીતે કહીએ તો સમગ્ર પૂર્વ એશિયાનો છે. કોરિયામા આવી અપૂરતી જમીનને લીધે ખેડૂતને ફક્ત ૬૫ દિવસનું જ કામ હોય છે. તે જ દશા હિંદીચીન ને ચીનમા છે. બધે જ ખેતી એની સાથે જ જોડિયા ધંધાનો વિકાસ માગે છે.

સંસ્થામા પણ લોકશાળાના આવા વિદ્યાર્થીઓને બીજા ધંધાની તાલીમ મળે તે ખાતર સુથારી કે લેધવર્ક જેવું એકાદ ઉદ્યોગઘર વહેલી તકે શરૂ કરવું જોઈએ, તેમ લાગે છે. સમગ્ર દેશની પરિસ્થિતિ જોતા ખેતી પરનો બોજો ઘટાડવાનો રહેશે ને તે ગામડાના ઉદ્યોગની વૈજ્ઞાનિક તાલીમ આપીને જ બની શકશે

સ્વરાજ આવ્યુ છે. ગામડા માટે સ્વરાજ છે એમ આપણે બે પેઢીથી કહીએ છીએ પણ તે છતાયે ગામડામા એ સ્વરાજનો પડઘો ઉઠતો નથી ચૂંટણીમા જે હોળી ખેલાઈ રહી છે, જે કોમ-નાત-જાત પંથ-ધર્મને નામે જે પ્રચંડ જૂઠાણું ચાલી રહ્યુ છે તે પડઘાનો અભાવ બતાવે છે. ગામડામાની પ્રજા આમા દોરવાય છે. કારણ એમને ક્યાંથી ખબર નથી ગંગા જેમ જહનુની જાંગમા કે શિવજીની જટામા ગુંચવાઇ ગઇ તેમ સ્વરાજ શહેરી લોકોની આળપંપાળમા ગુંચવાઇ ગયું છે. શહેરોની જરૂર નથી તેમ નહીં, પણ ગામડાની આબાદી પછી શહેરની સાચી આબાદી સંભવી શકે. ગામડા આબાદ કર્યા

સદભાગ્યે સૌ. ૨. સમિતિ પણ આ દિશામાં પગલું માંડવાના વિચાર પર આવી છે ને પહેલાં પગલાં તરીકે આવતે વર્ષે જ અહીં ઉત્તર બુનિયાદીનો એક વર્ગ શરૂ કરવા અમને સૂચવ્યું છે. ને આવતા ૬ માસમાં ગ્રામમહાવિદ્યાલયનો અહેવાલ રજૂ કરવા સમિતિ પણ નીમી છે.

આપ સૌ અહીં સંસ્થા ને તેની પ્રવૃત્તિ પર શુભેચ્છા ને આશિષ વર્ષાવવા આવ્યા છો. ઉત્તીર્ણ થતા વિદ્યાર્થીઓને, અમને સૌને એવી શુભેચ્છા આપો કે આ ગામડાંને નવપલ્લવિત કરનારું આ કામ કરવાનું સામર્થ્ય અમારામાં આવે.

## (૧૬)

# બે વિદ્યાર્થીઓ

**મૂ**ળજીભાઇ અમારા પહેલી ટુકડીના વિદ્યાર્થી. જાતે કોળી. ચકમકતા ખાપિયાં ભરેલ સુમના લોક જેવી ટોપી પહેરીને જાણે એ કાલેજ આવેલા એમ લાગે છે. ચાર વર્ષ અમારે ત્યાં રહ્યા તે દરમિયાન એમની છાપ નરમ ને શરમાળ વિદ્યાર્થીની. જો જરાક ઊંચા સાદે કહેવાયું હોય તો આંખમાં ઝળઝળિયાં આવી જાય. આનંદમાં હોય ત્યારે અખડખખડ કવિતા પણ કરે.

અભ્યાસ પૂરો કરીને દૂરના ખૂણામાં પડેલ પોતાના ગામડામાં ગયા. ત્યાં ટપાલ નહિ, કોઇ ભણેલો માણસ નહિ. પચાસ ઘરનું કોળીનું ગામ. શરૂઆતમાં 'ગમતું નથી' એવા કાગળો આવ્યા. ધીમે ધીમે ગોઠવાઇ ગયા. 'આંબા વાવું છું, રાત્રિશાળા ચલાવું છું'— એમ કાગળો આવવા લાગ્યા. થોડા દિવસ પછી લગન પણ થયા.

મૂળજીભાઇને એક ઓરમાન ભાઈ હતા. એમનાં મા બીજી વારનાં. એક દિવસ એની મા મૂળજીભાઇને ખૂણામાં બોલાવી કહે, 'હેં મૂળજી, તું આટલું બધું ભણી આવ્યો, કાલ ચાણદાર આવ્યા'તા એ ય ગામમાં તારા ભણતરના વખાણ કરતા હતા, તે તું એમ ન કરે કે આ ખેતર ને ઘર તને મળે ?

'મને મળશે જ ને.'

'ના, પણ આવશું.'

'એ તો નો બને, બાઈભાગે આવે.'

'પણ એવો કાંઈક કાગળ કરને કે તારો મોટો ભાઈ ભાગમાંથી બાતલ થઈ જાય.'

'બા, એવું કેમ થાય? હું જેવો મારા બાપનો દીકરો એમ એ ય એનો જ દીકરો. કાયદામાં એવું નો હોય.'

'તું હજી સમજતો નથી. કાયદામાં નહીં ય સારું હોય છે, પણ તો ય વકીલ એમાં લખત કરી દે છે કે મેટા માતમાનું ય નો હાલે તું ભણી આવ્યો છે તે એવું કાંઈ લખત કર્ય કે એને કાઈ ભાગ ન મળે ને બધું ય તારા સારું રે. હું તારા સારું કહું છું.'

મૂળજીભાઈને ઘણું દુઃખ થયું, એ કહે, 'બા, હું આવા ગોટા-ળા કરવા આગ્નામાં વિદ્યા નથી ભણ્યો, મારાથી ભાઈને એવો અન્યાય નહિ થાય.'

બસ, મા ત્યારથી રૂઠ્યા. રોજ મૂળજીભાઈને મેણાં મારે, એની તાણ આવેની વહુને કનડે. વાત વાતમાં કંકાસ કરે. મૂળજીભાઈના બાપાને પણ ભંભેરે આમ તો મૂળજીભાઈના બાપા ભલેગાય જેવા નહિ પણ પોચા મનના ને સાવ્રસી માણસ. એ કહે, 'મુનિયા! આ રોજનો કજિયો ટાળ. ને મોટો એનું ફોડી લેશે.'

'એ ન બને બાપા. કહેતા હો તો એક મૂકી દઉં.'

છેવટે વાત એ હદે આવી કે મૂળજીભાઈના બાપાએ કહ્યું, 'તો તમે એ ય ભાઈ નોખા રહો.'

મૂળજીભાઈની ઉમ્મર ૧૯ વર્ષની એ શું નોખા રહે! 'પણ ન તેને રહી ભવતિ યેનાસ્તિપલિત શિરઃ'

એમણે કહ્યું 'ભલે.' ગામમાં એક પટેલ ઓરડાને રૂમો કરી

ભાડે રાખ્યો ને ઓરમાન ભાઇ સાથે રહેવા માંડયા. બાપાએ એક બળદ આપેલો ને દેણું આપેલું. વ્યાજ ૧૫ ટકા હતું. ડુંગરાળ થોડી ભોં આપેલી. બે જણનું ત્યાં કામ નહોતું. મોટાભાઇને કામે મોકલે ને પોતે પંડય મજૂરીએ જાય; ઘરમા ઘઉં બાજરો તો ન હોય પણ જાર પણ કોઇ વાર ખૂટી જાય. પણ આ સ્થિતિમાયે એમની હિંમત ન ખૂટી, અમને અવારનવાર કાગળ આવે, તેમાં લખે, 'રામાયણ અમસ્તું નથી સાભળ્યું.'

બાપાની પાસે બે ભેંસો હતી, દાડમની વાડી હતી. વાઢ હતો પણ ત્યાથી ન આવે શેરડીનો કટકો—અરે છાશ પણ ન આવે.

ને મુળજીભાઇએ પોતાની વહુને કહેલું કે 'છાશ બા ન આપે તો કાંઈ નહિ, પણ ગામમા બીજે છાશ લેવા ન જવું'. નકામા એ લોકો ફજેત થાય ને એ છતાયે એમની બા માટે દળણું રોજ દળીને મોકલાવે. પ્રસંગ પડયે પોતે સામે દળવવા બેસે.

સગી માને આ બધું સારુ તો નહિ જ લાગતું હોય. પણ સ્રી હઠ ઝટ થોડી મુકાય છે? છ મહિના આ ગજગ્રાહ ચાલ્યો. મુળજીભાઇની અનિષ્ઠા ન તૂટી, એમની રાત્રિશાળા, એમની મજૂરી, ને એમની મીઠાશ ચાલ્યા કર્યાં. મોટોભાઇ તો એમના પર વારી જતો ઓર-માન ભાઇ સગી માને અવગણી ઓરમાન ભાઇનો પક્ષ ખેચે એ કયાથી જોયું હોય?

છેવટે મુળજીભાઇની સુવાસે મિત્રોને જગાડયા, એમનું દેણું કપાયું, બીજો બળદ પણ લેવાયો, ને માતાપિતા પણ સમજ્યા. આજે ત્યા સાથે ખેતી કરે છે.

મળજીભાઈનો કિસ્સો અમારી લોકશાળાના વિદ્યાર્થીઓને પ્રેરણા આપે છે.

(૨)

દેવદભાઇ બીજા જૂથમાં આવેલા, ઘેર સો વીઘાની ખેડ ખાધે પીધે સુખી પણ શરીરે ઠીંગણા ને દુબળા અભ્યાસમાં હોશિયાર, ને વાતડાહ્યા ઓછા ને કહેવતો બહુ કહે એટલે અમે સૌ એમને ભૂલ્ભા બાભા કહેતા

ચાર વર્ષ પૂરાં થયાં પ્રમાણપત્રો આપવાના ઉત્સવને થોડા દિવસ બાકી હતા–ત્યાં એક દિવસ મને કહે 'મનભાઇ, કાલે ઘેર જવુ છે ! મારા આતા બોલાવે છે '

' જઇ આવો '

' પણ મુઝવણ છે '

' શું ? '

થોડી વાર અટકીને કહે, ' મારા આતા મારી વહુને હમણાં જ આણું વળાવવા માગે છે '

' એ વહેલું મોડું થાય તો સારું–પણ અત્યાર હવે તમે ભણી રહ્યા છો '

' એનો વાંધો નથી પણ '

' કહો શું વાંધો છે વહુમાં કાંઇ ખોડ છે ? '

' ના, પણ એ બહુ મોટી છે '

' વહુ થોડીક હોંશની હોય તેવું તો તમારા સમાજમાં બને છે '

' પણ અહીં થોડી નથી ખાસ્સી સાંઢિયા જેવી છે '

મે હસીને કહ્યું ' તમારી ને એની વચ્ચે કેટલોક ફેર ? '

' એ ચાર વરસનો હશે ઉપરાન્ત એણે ગજું કર્યું ને મારું શરીર આવું રહ્યું, એની પાસે તો સાવ છોકરા જેવો લાગુ '

એના મનનો ક્લેશ હું સમજી શકતો હતો આ કરિવાજ કયું ॥ સમાજમાં કેવો ભારે નાગ પેસાડ્યો છે તે સાચી લ્બ્ધ ભદાર નદેઠ

એમાંથી થતા ખૂનખરાબી ને આપઘાતો પણ સાંભળ્યા હતા. ને આવું ન થવું જોઇએ એમ હું ને દેવજીભાઇ બેઉ સમજતા હતા. મેં એમને કહ્યું: 'તમે જઇને તમારા બાપાને કહો કે હમણા વહુને ન તેડે. આપણે નિરાતે એનો તોડ કાઢશું. આ ન ચાલે.'

'નહિ માને. તમારાથી માને તો.'

'લાવજો મારી પાસે. પણ એ આવે કે ન આવે, તમે એટલા દૃઢ રહેજો કે વહુને આણું તેડે તો પણ બેમગેડ ન કરતા. એટલું સાચવજો પછી આપણે પહોંચી વળશું.'

દેવજીભાઇને આ સલાહ આપી તો ખરી પણ એ મક્કમ રહી શકશે કે કેમ તેની એ શંકા હતી. ખેડુ-સમાજ જે કાંઇ જોયું છે તે પરથી આપખુદ સમાજ છે. એમા કુટુંબનો વડો આપખુદ મત્તાઓ ભોગવે છે. છોકરો ત્રણ છોકરાનો બાપ થાય તો પણ બાપાને પૂછીને જ હળ જોડે, ને વહુ ત્રણ છોકરાની મા થાય તો પણ ઘીના કોઠલાની ચાવી તો સાસુ પાસેથી જ માગવાની હોય છે. ને સાસુ પણ એના ધણીની એક રાડ સાભળે એટલે સીધી થઇ જાય. ઘરધણીની ઇચ્છાની બહાર કોઇ ડગલું ભરી શકતુ નથી. મોટા મોટા મુછાળાઓ પણ 'મારા આતા માનશે નહિ' કહી પાણીમા બેસી જાય ત્યા ૧૭ વર્ષના દેવજીભાઇનું શું ગજુ? એટલે મેં જ દેવજીભાઇના બાપાને બોલાવ્યા આમ તો એ ઘણીવાર સંસ્થામા આવી ગયેલા. એ કહે, 'દેવજીએ મને વાત કરી. છોકરું છે તે મૂંઝાય પણ અમે એનું હિત જોનારા બેઠા છીએ.'

'પણ આ લગ્નમા શું હિત છે?'

'અરે એ તો બે વર્ષે દેવજી તેના જેવો જ જુવાનજોધ થઇ જશે.'

મેં કહ્યું, દેવજીભાઇએ વાત કર્યા પછી મેં આપણા શિક્ષકને

હિમ્મત હોય ને પાળી બતાવે તો તો તમે ભાગ્યશાળી. આવી સ્ત્રીઓ બધાને મળતી નથી. પણ એ તો કરી બતાવે ત્યારે ખરું. મને વિશ્વાસ પડતો નથી; પણ તમારે તો જેમ રહેતા હતા તેમ રહેવું ને લખણુાની વાત હમણા જરાક ધીમી પાડી દેવી.'

છએક માસ કાંઇ ખબર વિના ચાલ્યા ગયા. એક દિવસ રસ્તામા મળી ગયા ત્યારે કહે 'તમારી વાત સાચી લાગે છે. વહુને તે દહાડે ઘરનાએ પઢાવેલી.'

'ગમે તે હોય એ એની વાતને વળગી રહે ત્યા સુધી આપણે આપણી વાતને વળગી રહેવું.'

*

રાતના બારેક વાગ્યા હશે ત્યાં મને કોઇકે ઊંઘમાંથી જગાડયો. જોઉં તો દેવજીભાઇ. શ્વાસે ભરાઇ ગયેલા, મોં પર પાર વગરનો ક્રોધ ને દુખ.

'મારે અત્યારે ને અત્યારે કયાક ચાલ્યા જવું છે મારે ત્યા રહેવું નથી.'

'આહીં બેસો–પાણી પીવો, થયું છે શું?'

'મને મારા બાતાએ આજ માર્યો.'

'માર્યો–શું કહો છો?'

'એમના મનમાં દાઝ કે' દહાડાની ભરાયલી હશે. આ વહુ બાબતમા એમનું ધાર્યું ન થયું એટલે આજે કોસ હાકતો હતો ત્યાં જરાક બળદ પાછા હટયા એટલે બડિયો લઇને મને મારવા જ મંડયા: 'સાળા મારું માનતો નથી?' આખું દિલ સોજવી નાખ્યું. આજ દિવસ સુધી તમે કહ્યું તેમ ઘરનું કામ બીજા કરતા સવાયું કર્યું પણ હવે નહિ રહેવાય.'

'ભલે, તમે તમારે અહીં રહો અથવા બાજે કામે ચડો.'

'મારે એ જમીને નથી જોતી, ભાગે નથી જોતાં.'

વાત કરતા હતા ત્યાં એમના મોટાભાઇ પછવાડે આવ્યા. ગુનેગારનો ગભરાટ હતો ને લોકનિંદાની બીક પણ હતી.

'તમારા બાપાએ ફોજદારી ગુનો કર્યો છે. એની ફરિયાદ મંડાશે. શું સમજો છો તમે લોકો?' મેં જરા દબડાવ્યા.

'હા એ જ એવા અધમાંડા, હવે એમ નહિ થાય. હું જામીન; પછી કાંઈ?'

દેવજીભાઇને ઘણી સમજાવટ કરી. દેવજીભાઇ છેવટ કહે, 'હુ કામ કરવા રાજી છું પણ મને જો આંગળી અડાડશે કે આ લખણા બાબતમા કાંઈ બીજું કરશે તો હું ચાલ્યો જઇશ.'

મોટાભાઇ કહે, 'તો આપણે બેઉ જણ જાશું: પછી કાંઇ?'

દેવજીભાઇ ફરી ઘેર ગયા ને કામે વળગ્યા. લખણું કરાવવામાં તે પછી ઘણી મુસ્કેલીઓ આવી; પણ એમના બાપા તરફથી બાહુ ન આવી. હમણાં થોડા વખત પહેલા લગભગ ત્રણ વર્ષની ધીરજ પછી ફારગતી લખાણી એમ સમાચાર આવ્યા.

આ સંકુચિત, સ્વાર્થમય ને જડ વાતાવરણ સામે એક એકાંત ગામડામાં દેવજીભાઇ આટલા વખત સુધી ધીરજ કયા જોરે ટકાવી શકયા હશે તે વિચારું છું ત્યારે મને આનંદ ને આશ્ચર્ય થાય છે.

*

* *

એમને સાસરે મોકલેલા. એ જાતે વહુને જોઇ આવ્યા. આમાં કાંઈ મેળ ખાય તેવું નથી વહુ બહુ મોટી છે.'

'તમે મોટા માણસ કહેવાઓ. અમારા ગામડિયાશાહી કામ એ તો ઘીના ઘડામાં ઘી ભરાઈ રહેશે'

'આવી વાતનો કાઇ અર્થ નથી. દેવજીભાઇની જિંદગી ધૂળધાણી કરો મા. હું એવા દાખલા જોઉં છું કે વહુ પછી આડા રસ્તે ચડી ગઇ હોય સમજ્યા? હાથે કરીને ઘરમાં પાપ ન ઘાલો.'

'પણ ઘરણ-ટાણે સાપ કાઢે તે કેમ હાલે? હું તો વાર ને તથ્ય નક્કી કરીને આવ્યો છુ.'

'આપણે ના પડાવી દઇએ. ને બે પંચ કહે ને નાતના રિવાજ મુજબ છેડો ફાડી દઇએ તમારી નાતમાં કયા રિવાજ નથી?'

'મનુભાઇ, હમણાં રે'વા દો, જરાક ધીરજ રાખો. બધું ધી ઘી થઇ જશે મારા છોકરાનું દિલ મને ગમે નહિ હોય?'

'મન તો દેખાતું નથી, તમને એ બેયનો પાટો ચડે એમ લાગે છે? ગીતા ઉપાડીને કહો.'

'લાગતું તો નથી-પણ તો બે વર્ષ લખણું દેશું. હમણાં ગામ-સની તાણ છે સાથી દાડિયા બહુ મોંઘા છે તે વહુ ખપ લાગશે.'

હું દિગ્મૂઢ થઇ ગયો. એવુ કેવો દિમાગ ગણતો હતો. 'તમારા દીકરાનું ભવિષ્ય બગડે છે ત્યારે તમે આવા દિમાગ ગણો છો?'

'તમે સમજો નહિ, મનુભાઇ! તમે મોટા માણસ. મેં એને પરણાવવા બારસો રૂપિયા ખરચ્યા છે. આ લખણું હું માગું તો મને દમો માંડ આપે. ને મારે દેવજીને ફરી પરણાવવા બીજા રૂમો ગના જોડવા પડે. હું એવુ માણસ ક્યાથી વેઠું!' કહી એણે બુંગણી ભરવા માંડી. ભરતા ભરતાં કહે, 'બે વરસ વહુને એવું કામ કરાવશું કે એ જ સામેથી લખણું માગતી આવશે-ને

રૂપિયા બારસો પૂરા આપણા પાકી જશે.'

મારા મનમાં સૂગ અને જુગુપ્સા થતાં હતાં; પણ અટકયે કાંઇ ચાલે ? ને આમાં નવું નહોતું–ઘેર ઘેર આવું જ હતું એટલે કહ્યું: 'દેવજીભાઇને ફરી પરણાવવાની ચિંતા તમે છોડી દો. એનું ફોડી લેશે.'

'ફોઇબા! તલથી તો થાય ઇ તનસરાંથી શું થાય?'

ટૂંકમાં એને હું મનાવી ન શકયો અલબત્ત મને મીઠા શબ્દોમાં કહ્યું કે 'બે વર્ષ રાહ જુઓ; લખણું કરાવી દઇશ. પણ કળવકળે થશે.' આનો અર્થ પણ હું સમજતો હતો કે બે વર્ષ સુધીમાં જો દેવજીભાઈ વહુ સાથે બોલતાચાલતા થાય તો બાકીનું કુદરત ફોડી લેશે. એટલે મેં તો દેવજીભાઇને લખી નખ્યું કે 'આપણે વાત થઇ છે તે પ્રમાણે વળગી રહેવું.'

થોડા દિવસ પછી દેવજીભાઇનો નીચેની મતલબનો કાગળ આવ્યો: 'વહુને આણું તેડી લાવ્યા છે ને મારા પર બધી બાજુનું દબાણ શરૂ થયું છે. કેવી રીતે થાય છે તે બધી ભાષા કાગળમા લખી શકું નહિ. પણ એક કાયદો ઊભો થયો છે. હું વહુ સાથે બોલતો નથી. મોટે ભાગે વાડીએ જ સઇ રહું છું ને દિવસે પણ વાડીએ કામ કરું છું એટલે વહુને મળવાનો મોકો આપતો નથી પણ બે દિવસ પહેલા હું પાણી વાળતો હતો ત્યા ભાત લઇને આવીને મને કહે, 'મને બધી ખબર છે. પણ મારામા વિશ્વાસ રાખો. ને લખણું કરવાની વાત મૂકી દો ત્રણચાર વરસ પછી આપણે સંસાર માડશું. પણ તમારા જેટલું સમજું ઘર મને બીજે કયાથી મળે? મારે બીજે જવું નથી.' તે દિવસથી આમ કલ્પા કરે છે. હવે શું કરવું? ચારે બાજુનો કકળાટ મન ને માથું બંને ફેરવી નાખે છે.'

મેં એમને બોલાવીને કહ્યુ, 'તમારી વહુ કહે છે એવી એને